૨૧૭૪

# બ્રિટિશ હિંદુસ્તાન.

મિ૦ કોટનના "ઇંડિયા" નામના ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી

ભાષાંતર કરનાર

**ચિમનલાલ હરિલાલ સેતાલવાડ બી. એ.**

**અમદાવાદ:**

ખાડિયામાં સારંગપુર જતાં રસતાપર મહેતાજી પિતાંબરદાસ ત્રિભો-વનદાસના મકાનમાં જેશિંગ મૂળજીએ છાપ્યું.

સંવત ૧૯૪૦. સન ૧૮૮૪.



કિંમત રૂ. ૦-૧૩-૦.

# PREFACE.

---

This little book is a translation of Mr. Cotton's monograph on India in the English Citizen Series. Mr.Cotton has intended it for Englishmen as will be seen from the Introductary Chapter. But on perusing it carefully, I found that it contained in a concise form such varied and useful information, that it would also be very instructive to the natives of this soil. I think in this country very few, except persons of the leading and educated classes, know anything about the machinery of Government, its working, and its effects on the people at large. The reason of this ignorance is twofold. First that they have not the inclination to acquire such information; and the second reason, which I consider to be the weightier of the two, is that there is no such work where all the necessary information is properly assorted, collected, and made ready for them. Mr. Cotton's book would very well satisfy their requirements, because it gives in a small compass, such information as would not be supplied to them even by referring to several different sources. Under these circumstances I thought it advisable to translate Mr. Cotton's book into Gujratee for the benefit of those who were unacquainted with the English language. If by this little book a desire would be generated in their minds of taking some interest in the government of their country and its fortunes, I would consider my labour amply repaid. As for the general plan of the translation the following will suffice.

My object throughout has not been to adhere literally to the original, but to give with tolerable accuracy

the meaning of the original in simple Gujratee. Hence a critical eye would find some words, and even clauses and sentences, sometimes omitted. But the omissions have always been made in such a way as not at all to affect the general argument, and only where the not omitting of them would have caused confusion. To keep up the phraseology of the original, in which Englishmen are mentioned in the first person and the natives of India in the third person, would be to cause confusion to the reader. Hence I have madethe necessary changes. Having found no significant equivalents in Gujratee for some English words,I have taken the liberty of coining new ones. In such cases I have always given the English originals below, only with the view of inviting any better renderings of them from persons who are better informed than what I am.

In spite of much care some mistakes might have crept in; but for them the generous public would rather be indulgent. My cordial thanks are due to Mssrs. Macmillan and Co. London, for the ready permission they have extended to me to translate Mr. Cotton's book. I have also to return my sincere thanks to Mr. Keshavlal Harshadray Dhruwa B. A. and Mr. Kamlashankar P. Trivedi B. A. for the valuable assistance that they have rendered me.

*Ahmedabad,*
*October 1884.*

C. H. S.



# પ્રસ્તાવના.



હિંદુસ્તાનના લોકોનો ઘણો ભાગ રાજકીય હકીકતથી અજાણ જોવામાં આવેછે, તે એટલે સુધી કે એવા પણ આદમિયો મળી આવે છે કે જેઓ સ્થાનિક અધિકારીને પણ પૂરૂં ઓળખતા નથી. રાજ્ય વ્યવહારમાં મુખ્ય મુદ્દે મહેસુલની બાબતછે. પરંતુ તે સંબંધી પણ ઘણા ખરાને ખબર નથી હોતી. આ અટપટો રાજ્યતંત્ર શી રીતે રચાયલો છે તથા કેમ ચાલે છે, મુખ્ય અધિકારીની નીમણુક કેવી રીતે થાયછે, તથા તેમની સત્તા અને ફરજ શીછે, સર્વોપરિ અધિકાર કોના હાથમાં વાસ્તવિક રીતે રહેલો છે—એ અને એવીજ બીજી ઉપયોગી આ દેશનાજ રાજ્યને લગતી મોટી મોટી બાબતો વિષે લોકોની માહિતી કમીછે. રાજ્ય વિદ્યામાં ને રાજ્યકળામાં પૂરા કુશળ આદમી કાંઇ નથી એમ નથી પણ તેમની સંખ્યા મુઠ્ઠીભર છે. એટલે જો કે કેટલાક ઉત્સાહી ઉદારવૃત્તિના પ્રવિણ પુરૂષો ઠેકાણે ઠેકાણે ભાષણોથી પોતાના દેશી બાંધવોને આ વિ-ષેની માહિતી આપી રાજ્યવિદ્યાની રૂચી ઉપજાવવાના ઊત્તમ પ્રયત્નમાં મથે છે તો પણ તેઓ જૂજ હોવાને લીધે આખા દેશપર પ્રકાશ પડતો નથી. આવી અસરતો સર્વને ઊપયોગી સરસ રાજકીય હકીકતના નિબં-ધોથી, સર્વને સુલભ રમુજી પુસ્તકોથી, અને એવાજ બીજા લિખિત સાધનોથી થવાનો વધારે સંભવ છે. તેમ છતાં અદ્યાપિ આવી તરેહનું રાજ્યપ્રકરણનું પુસ્તક આપણી ભાષામાં લખાયલું જોવામાં આવ્યું નથી. આટલા માટે આ લઘુ પુસ્તક સુજ્ઞ વાંચનારની સેવામાં મૂકવામાં આવેછે.

આ કાંઇ સ્વકલ્પિત રચના નથી, પરંતુ મિ. કોટનના ‘ઇંડિયા” નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાંતર છે. એમાં સમાવેલી દરેક બાબત

## પ્રસ્તાવના.

દરેક માણસે જાણવી જરૂર છે; કારણ કે મિ. કોટને મુખ્ય મુદ્દાનુંજ ટૂંકામાં જરૂર જેટલું વર્ણન આપ્યું છે. શહેરના લોકો પોતાના ભાગતા તુરતા ધંધાના નભાવમાં મશગુલ હોવાને લીધે, તથા ગામડાના લોકો બિચારા ખેતીની બાબતમાં ગુંથાયાને લીધે, આ બાબતથી બહુધા અજાણ રહેછે. જેઓને અક્ષરજ્ઞાન છે તેઓ પંડે આ લઘુ પુસ્તક વાંચશે, તથા અજ્ઞાન છે તેવાને પોતાના વાંચ્યાનો લાભ આપશે. મૂળથી ઉદાર કલ્યાણ કરવાની કલ્પનાએ અહિં આવેલા ઇંગ્રેજોએ તે કલ્પનાને અનુસાર હાલમાં જે સ્થાનિક સ્વરાજ્યનો લાભ આપ્યો છે તે પ્રૌઢ રાજ્યવિદ્યાનો રમુજી પહેલો પાઠ છે ને ભાવિ સ્વસત્તાક રાજ્યનું ઉપયોગી પહેલું પગથિયું છે. સ્થાનિક સ્વરાજ્યથી ઉત્પન્ન થયેલી રાજ્યવિદ્યાપરની રૂચિ આ લઘુ ગ્રંથથી ઉદ્દિપ્ત થાય ને તેથી જુલમી એક તંત્રી મુસલમાની અને બીજાના અમલમાં દબાઈ ગયલા તથા ધંધાના પરવશપણામાં વિસારે પડેલા પણ રાજ્યવિદ્યાના છન્ન સંસ્કારો, દેશીબાંધવોના મનમાં પુનરૂજ્જીવન પામી દેશકાળને અનુકૂળ પરિપૂર્ણતાએ પહોચી ભાવી ઉદયને માટે સમર્થ થાય એજ અમારી વાંછના છે.

ભાષાંતર કર્તા.

—*oOo*—

# અનુક્રમણિકા.





# બ્રિટિશ હિંદુસ્તાન*

## પ્રકરણ ૧.

### પ્રવેશક.

ઇંગ્લાંડ ને હિંદુસ્તાન વચ્ચેનો રાજકીય સંબંધ એવો વિલક્ષણ છે કે તેવી તરેહનો સંબંધ ઇતિહાસમાં કોઈ પણ ઠેકાણે જોવામાં આવતો નથી. ઇંગ્રેજો કોઇ કોઈ વખત હિંદુસ્તાનના લોકોને એક રાજ્યની રૈયત તરીકે પોતાના ભાઇયો કહેછે. પણ આ કહેવું કેવળ ભૂલ ખવડાવે એવું છે. રાણી વિક્ટોરિયા ઇંગ્લાંડપરના રાજ્યાધિકારની રૂઇથી તેમજ પાર્લામેંટના ઠરાવથી, હિંદુસ્તાનની મહારાણી છે. ને હિંદુસ્તાનના કોઇ પણ દેશિયો જો ઇંગ્લાંડમાં ગયા હોય તો, તેઓ ત્યાં પરરાજ્યના માણસો ગણાય નહિ. પાર્લામેંટના સભાસદોને પસંદ કરનારાઓમાં તેઓને ન દાખલ કરવાનું કંઈ કારણ નથી; તેઓને આમની સભાના સભાસદો તરીકે પણ પસંદ કરવામાં આવે. આટલી બાબતમાં તો જો કે ઇંગ્રેજોનો ને હિંદુસ્તાનના લોકોનો એકજ રાજ્યગાદી સાથે સરખી તરેહનો સંબંધ છે ને તેઓ બન્ને એકજ મોટા રાજ્યના રહીશ કહાવેછે; તોપણ રાજ્યકર્ત્તા સાથેનો તે બન્નેનો સંબંધ કંઇ એક રૂપ નથી. તેમજ આ મોટા રાજ્યના કંઇ તેઓ સરખા હકના રહીશ નથી. જો કે આ રાજકીય વિલક્ષણતા ખરેખરી રીતે જોતાં કેવા પ્રકારની છે તે બારીકીથી બતાવવું મુશ્કેલ છે, તોપણ આ વાત તો ખુલ્લી છે ને તે સંતાડી

રાખવી ન જોઇયે. ઇંગ્લાંડ રાજ્યકર્ત્તા છે ને હિંદુસ્તાન તો રૈયત છે એ વાતની આપણને ખબરે છે ને અનુભવે છે. રાજ્ય નીતિશાસ્ત્રમાં પહેલો પાયો એ છે કે, સર્વોપરિ અધિકાર કોઇના પણ હાથમાં હોવો જોઇયે. આવો અધિકાર કોની પાસે રહેલો છે એ શોધી કહાડવું જો કે અશકય નથી, તોપણ કોઇ વખતે મુશ્કેલ પડે છે. ઇંગ્લાંડના રાજ્ય બંધારણ પ્રમાણે ખરો સર્વોપરિ અધિકાર પાર્લામેંટના હાથમાં છે; અને પાર્લામેંટમાં છેવટે સઉથી વધારે અખ્ત્યાર આમની સભાના હાથમાં છે; અને આમની સભાના માણસો ઇંગ્લાંડના લોકોના પ્રતિનિધિ છે. તેથી આખા રાજ્યમાં ફકત ઇંગ્લાંડના લોકોના હાથમાં (અથવા વધારે ચોકશાઇથી કહીએ તો ઇંગ્લાંડ, સ્કાટલાંડ, અને આયર્લાંડના લોકોના હાથમાં) જ સર્વોપરિ અધિકાર છે. રાજ્યના બીજા દરેક ભાગો કેનેડા અથવા ક્રાઉન કાલોનીની માફક કોઇ કોઇ રીતે થોડા અથવા વધારે આશ્રિત છે. હિંદુસ્તાનનો તેમજ કોઇ પણ ક્રાઉનકાલોનીનો ઇંગ્લાંડ સાથેનો સંબંધ એક સરખોજ છે; ફકત એટલોજ ફેર છે કે હિંદુસ્તાન કદમાં ઘણું મોટું છે. પણ કદ ફેર તે સ્વરૂપ ફેર સરખુંજ છે. એક મોટા રાજ્યની વ્યવસ્થા કરવી એ કાંઇ એક કિલ્લો તાબે રાખવા જેવું સહેલું કામ નથી. પંદર લાખ ચોરસ માઇલનું, ને પચીસ કરોડ માણસની વસ્તીવાળું હિંદુસ્તાન તે પોતે એકલુંજ એક મ્હોટું રાજ્ય છે. ને ઇંગ્લાંડના લોકોને તાબે હાલ જેટલી પ્રજા છે તેટલી કદાચ હોય તો ચીનને તાબે હશે, પણ તે સિવાય દુનિયામાં અત્યાર સુધી કોઇ પણ એટલી બહોળી રૈયતવાળું રાજ્ય થયું નથી. ત્યારે ઇંગ્રેજોએ, હરરોજ ને જ્યાં ત્યાં પોતાના સ્વાર્થને લાગુ પડતી ફરજો ને હકો, જાણવા એ ઠીક હોય તો તેમણે અવશ્ય હિંદુસ્તાન જેવા મોટા ને દૂર પડેલા રાજ્યને લગતી પોતાની શી જોખમદારી છે તે જાણવી જોઇયે. પહેલાં અહિંયાં આવેલા ઇંગ્રેજોને પૈસા એકઠા કરી જવાના ઠેકાણાજ તરીકે હિંદુસ્થાન ગણવામાં

આવતું, તે વખત તો હવે ઘણા કાળથી ગયો. બર્કના સખત ભાષણો પછી એવો મત રાખવો ને વિશેષે કરીને એવી રીત નભવી એ તો મુશ્કેલજ. "અમે દેશિયોનું ભલું ચાહી હિંદુસ્તાન હાથમાં રાખીએ છીએ," એમ ઠાલે ઠાલું કહીનેજ ઇંગ્રેજો પોતાના મનથી પ્રસન્ન રહેતા તે હવે તે શબ્દ સાર્થક કરવા તરફ વળ્યા છે. પણ ઇરાદો સારો હોય ને બધી હકીકતથી વાકેફ ન હોય તો આખરે જાણી જોઇને કેવળ સ્વાર્થથી વર્ત્તવાના જેટલુંજ નુકશાન થાય. "આપણે રાજ્યકર્ત્તાને આપણી સ્થિતિથી વાકેફ કરો" એ વચન દેશનું ભલું ચહાનાર દરેક દેશીના મ્હોંમાં હોવું જોઇયે. આ પુસ્તક રચવાનો ઇરાદો આવા પ્રકારનો છે. પ્રથમ દેશ તથા તેમાં વસતા લોકો અને તેમના ઇતિહાસ વિષે, પછી રાજ્યકારભારની રચનાના ભિન્ન ભિન્ન અંગો વિષે ને તે પછી હિંદુસ્તાનપર બ્રિટિશ રાજ્યની અસર તથા હિંદુસ્તાનના ભવિષ્ય વિષે, ટુંકાણમાં કહેવામાં આવશે.



# પ્રકરણ ૨.

## દેશ તથા તેમાં વસનારા લોકોનો હેવાલ.

હિંદુસ્તાનની કુદરતી રચના તથા તેમાં રહેનારા જૂદી જૂદી જાતોના લોકો વિષે, તથા તેને લગતી ઇતિહાસની બાબતોનો પુરતો હેવાલ કાંઈ આવા ટુંકા પુસ્તકમાં આપી શકાય નહિ. તોપણ આ બધી બાબતો વિષે ટુંકાણમાં કહેવું જોઇયે.

હિંદુસ્તાનનો નકશો જોઇયે તો તે ઉપરથી એમ લાગશે કે એ દેશને જાણે કુદરતે મહત્વ અને સંપના સ્થાન તરીકે નક્કી કર્યો હોય. ભૂમધ્ય સમુદ્રમાં જેમ ઇટાલી છે તેવી રીતે હિંદુસ્તાન પણ એક દ્વીપકલ્પ છે. તેની બન્ને લાંબી બાજુઓ તરફ દરિયો આવેલો છે ને જે પાસેથી તે જમીનની સાથે જોડાયેલો છે ત્યાં ઊંચા પહાડો આવેલા છે. આવી સ્થિતિમાં વસનારી પ્રજા પરદેશના હુમલામાંથી નિર્ભયપણે રહી શકે એટલુંજ નહિ, પણ પરદેશની સાથે વેપાર ચલાવવાને લીધે ધનવંત પણ થઈ શકે એમ તો સહજ ધારી શકાય. એ તો ખરી વાત છે કે ઘણા કાળથી હિંદુસ્તાન પૂર્વના દેશોમાં ભવ્ય વેપાર ચલાવનારો દેશ છે. પણ તેમાં વસનારા લોકો એકજાતીલા ન હોવાને લીધે તથા બધા રાજ્યકર્ત્તાને તાબે નહિ હોવાને લીધે કોઇ દહાડો સંપીને રહ્યા નથી અને ઘણા પરદેશી રાજાઓએ તેમનાપર હુમલા કરેલા છે. એક તો દેશ એટલો બધો મોટો છે કે સંપ રહેવો મુશ્કેલ છે; ને તેમાં વળી તેની અંદરની કુદરતી ગોઠવણ એવી છે કે તેને લીધે ભિન્નતા રહેવાનો સંભવ છે. હિંદુસ્તાન વિષે પહેલું એ જાણવું અગત્યનું છે કે તે કંઇ એક દેશ નથી ને કોઇ દિવસ હતો પણ નહિ. હાલમાં બોલાતી એકે દેશી ભાષામાં આખા દ્વીપકલ્પને સારૂ એ-

ક નામ નથી.✪ સંસ્કૃત પંડિતો આખા દેશને આર્યાવર્ત્ત કહે પણ આપણે હમણાંજ બતાવીશું કે હાલની વસ્તીને તથા શાબ્દિકોના આર્યોને એક ગણવા એ મોટી ભૂલ છે. "હિંદુસ્તાન" એ શબ્દ ફારસી ભાષામાંથી આવેલોછે ને ખરૂં જોતાં ગંગાના ઉપલા ભાગના સપાટ પ્રદેશનુંજ નામ છે. ઇંગ્રેજી રાજ્યથીજ આ દેશને એક નામ ને એક રાજ્ય મળ્યુંછે.

કુદરતેજ હિંદુસ્તાનના કેટલાક મોટા ભાગ કરેલાછે. આખી ઉત્તર સરહદને તેની આસપાસના ખૂણાઓ આગળ, એક પછી એક પહાડો આવી રહેલા છે; ને તેમાંના કેટલાક દુનિયાના ઊંચામાં ઊંચા પહાડોમાં ગણાયછે. આ પર્વતોની વચ્ચેની ખીણોમાં વસનારા લોકો ઘણા ખરા સ્વતંત્ર ને શૂરવીર છે. આ લોકોએ વારંવાર હિંદુસ્તાનપર હુમલા કરેલા છે, પણ ખરૂં જોતાં હિંદુસ્તાનના દેશીમાં આવી જતા નથી. ખરૂં હિંદુસ્તાન તો ફકત આ પર્વતોની હારની દક્ષિણ તરફનું વિશાળ સપાટ મેદાન છે જ્યાં ગંગા અને સિંધુ નદિયો વહેછે—વળી જે, દેશની ઘાડી વસ્તી તથા તેની કુદરત તે પોતે બક્ષેલી લક્ષ્મીનું સ્થાન છે. આ ભાગ કે જેને આપણે "ખરૂં" હિંદુસ્તાન કહ્યું તેમાં દિલ્હી શેહેર આવ્યુંછે. ને તેને આ ભાગની ઐતિહાસિક વાતોનું મથક ગણી શકાય. જેમના વિષે જેવી તેવી પુરાણ સરખી હકીકત મળેછે, એવા આર્યો પહેલ વહેલા વસ્યા હતા. અહિંયાં આગળ એલેકઝેંડરે પોતાની સ્વારી થોભાવી હતી.

✪આ વાત કેટલેક દરજ્જે ખોટી છે. ઘણા વખતથી હિમાલયથી કન્યાકુમારી ને સિંધુથી બ્રહ્મપુત્રા સુધીના દેશને આપણા લોકો આર્યદેશ સમજતા આવ્યાછે. અને એજ આધારથી હિંદુઓનાં બધાં તીર્થો તેમાં કલ્પાયેલાં છે. સંસ્કૃત ભાષા ઉપરથી ઘણીખરી હિંદુસ્તાનની ભાષાઓમાં ચાલતું આખા દેશનું એક નામ ભરતખંડ છે. મુસલમાનોના આવ્યા પછી ભરતખંડવાશિયોનું નામ હિંદુ પડ્યું. પણ મુસલમાન રાજ્યનું મથક દિલ્હિ હોવાથી તેની આસપાસનો મુલકજ, રાજકાજને પ્રસંગે પ્રાધાન્ય મળવાથી હિંદુસ્તાન કહેવાયો, પણ લોકોમાં તો એ શબ્દ આખા ભરતખંડને સારૂ વપરાતો રહ્યો અને હજીવે પણ વપરાયછે.

અહિંયાં બુદ્ધ ગોતમ થયો, અહિંયાં તેણે બોધ કર્યો ને અહિંજ મુઓ. અહિંયાં એક પછી એક વિજયી મુસલમાનોએ પોતાની રાજ્યધાની સ્થાપી. અહિંયાંજ લોર્ડ લેકના, શીખની લડાઇના, તથા બળવાના રણસંગ્રામ મચ્યા હતા. વિક્ટોરિયા રાણીને હિંદુસ્તાનની મહારાણી બનાવ્યાનું જાહેરનામું પણ પહેલવહેલું દિલ્હીમાંજ વંચાયું હતું. જે કોઇ પેશાવર ને કલકત્તા વચ્ચેના મોટા મેદાનનો ધણી હોય તેજ આખા દ્વીપકલ્પનો ધણી. આ મેદાનની દક્ષિણે એક અધિત્યકા આવી રહેલી છે કે જેને "દક્ષિણ" કહેછે. આ ઉચ્ચ પ્રદેશ ગંગાના કિનારાથી માંડીને છેક કન્યાકુમારીના છેડા સુધી આવી રહેલોછે એમ કહિયે તો ચાલે. આ ઉચ્ચ પ્રદેશમાં પહાડો અને જંગલો આવ્યાંછે; તેમાં પાણી પૂરૂં પાડે એવાં નદી નાળાં પૂરતાં છે નહિ, ને તેમાં જૂદી જૂદી જાતના લોકો વસેછે. પણ તેઓ બધા ઘણુંકરીને આર્યલોકોના હુમલા પહેલાંના અસલી લોકોના વંશજો હોય એમ જણાયછે. આ ઉચ્ચ પ્રદેશે જો કે આખા દ્વીપકલ્પનો મોટામાં મોટો ભાગ રોકેલોછે તોપણ ઇતિહાસમાં તે બહુજ થોડો પ્રખ્યાત થયેલો છે અને તેમાં હમેશાં એક બીજાથી સ્વતંત્ર અને એક બીજા સાથે વિરોધ રાખનારાં રાજ્યો થતાં આવ્યાંછે. આ પ્રદેશની બે બાજુઓ તરફ દરિયાને અડીને નીચી જમીનના ફળદ્રુપ ચોચરવટા છે. આ જમીનમાંથી પેલા ઉચ્ચ પ્રદેશને ચોખા ને મીઠું પૂરૂં પડેછે, ને એ જમીનની દ્વારાએ ત્યાંના લોકો દરિયાને રસ્તે દુનિયાના બીજા ભાગો સાથે વેપાર ચલાવેછે.

આ રીતે ઇતિહાસ પ્રમાણે તેમજ દેશમાં રહેતી પ્રજામાં ઉપર બતાવેલા તફાવત પ્રમાણે આખા હિંદુસ્તાનના બેજ ભાગ કરવા અગત્યના છે. એક તો ઉત્તરનું ગંગાનું મેદાન, ને બીજો દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ. આપણે ફક્ત બેજ ભાગ પાડ્યા એટલે એમ સમજવું નહિ કે એમાંનો એક ભાગ લઇયે તો તેમાંના વિભાગોની સ્થિતિ એકસરખી હશે.

સિંધનાં રેતીનાં રણો તેમજ બંગાળાની નદિયોના પ્રવાહથી ખેંચાઇ આવેલા કાદવના થરનો બેજાળ મુલક પણ આપણા પહેલા ભાગમાં આવી જાય- છે. ઉષ્ણ કટિબંધમાં આવેલા ઘણાખરા દેશોમાં જેમ જોવામાં આવેછે તે પ્રમાણે અહિંયાં પણ મીઠા પાણીની વધારે ઓછી આવક ઉપર લો- કોની સ્થિતિનો આધાર રહેછે. જે પ્રદેશમાં સિંધુ વહેછે ત્યાં વરસાદ થોડો પડેછે ને તેથીકરીને ખેતીવાડી નદિયોમાંથી નહેરો બાંધી વાળી લાવેલા પાણીના આધારેજ ચાલેછે. પણ આ ભાગનાં હવા પાણી બીજા કરતાં વનસ્પતિને વધારે અનુકૂળ છે. ત્યાં પૂર્વની સારામાં સારી કોમના લોકો વસેછે; પાક મુખ્યત્વે કરીને ઘઉંનોજ થાયછે; અને મુ- સલમાની ધર્મ વધારે પસરેલો છે. તાપ અતિશય પડેછે તથા વાતાવરણ *અનાર્દ્ર રહેછે તે કોરે મૂકતાં, બીજી બધી રીતે હિંદુસ્તાનના બીજા કોઈ પણ ભાગ કરતાં પંજાબમાં ઇંગ્રેજોને રહેવું વધારે અનુકૂળ છે. પંજા- બની પૂર્વે વાયવ્ય પ્રાંતો તથા અયોધ્યા આવેલછે. અહિંયાં વરસાદ સહે- જ વધારે આવેછે; વસ્તી વધારે ઘાડી છે ને તેમાં ઘણો ભાગ હિંદુઓ છે. ઘઉંની ખેતી વધારે કરવામાં આવેછે. પણ ચોખા, બાજરી, અને તે શિવાય બીજા ખાધામાં નથી આવતા એવા પણ પાક પકવવામાં આવેછે. અહિંયાં દિલ્હીથી તે બનારસ સુધી ઇતિહાસમાં પ્રખ્યાત થયેલાં તમામ શેહેરો આવી રહેલાં છે; ને તે બધાં ફક્ત લખનોર શિવાય ગં- ગા અથવા જમનાને કાંઠે છે. વરસાદ થોડો આવેછે તેથી ઇંગ્રેજ ઇજ- નેરોએ નદિયોમાંથી પાણી લાવવાની નહેરો બાંધીછે ને તેથી આખી દુનિયામાં સઉથી સરસ ગણાતો કેટલોક પાક થાયછે ને તેમાંનો ઘણો ભાગ વેપારને અર્થે પરદેશ ચઢેછે. આ પ્રદેશમાં ઘણાં વરસ સુધી મુ- સલમાની રાજ્ય હતું તોપણ વસ્તી બહુકરીને એકસરખી છે. અને ગ- રમ લાય જેવા તાપમાં રૂપાંતર પામેલાયે આર્ય શોધીશું તો તે અહિંજ

*અનાર્દ્ર = લૂખું, સૂકું.

—બીજે નહિ—મળે. આથી વળી પૂર્વ તરફ જઇયે એટલે ખરૂં બંગાળા (એટલે બંગાળા પ્રાંત) આવ્યું. અહિયાં વરસાદ વધારે આવેછે; ને જેમ આગળ જઇયે તેમ નદિયો ઘણી તથા પહોળા પટની જોવામાં આવેછે, અને છેલ્લે આપણે તે નદિયોનાં મુખો વચ્ચેના પ્રદેશ આગળ આવિયે છિયે. અહિં નાના પ્રકારનો પુષ્કળ પાક થાયછે તે ઉપરથી આ ભાગને હિંદુસ્તાનનો બાગ કહિયે તો ચાલે, પણ હવા પાણી તનદુરસ્તીને અનુકૂળ નથી. દેશિયો શિયાળામાં ને યુરોપિયનો ચોમાસામાં ઘણા હેરાન થાયછે. સઉથી વધારે પાક ચોખાનો થાયછે. વસ્તીના ઘણાખરા લોકો દેશના અસલના કાળા રંગના રહેવાશિયોની ઓલાદના જણાયછે. આ ભાગમાં હિંદુઓ ને મુસલમાનોનું પ્રમાણ બધે એકસરખું નથી; કોઇ ઠેકાણે મુસલમાનો વધારે હોયછે ને કોઇ ઠેકાણે હિંદુઓ વધારે હોયછે, પણ એકલું જાણવાનું અગત્યનું છે કે આ ભાગમાં હિંદુઓ તથા મુસલમાનો એકજ ઓલાદના જણાયછે. હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં ને તેમાં મુખ્યત્વે કરીને બંગાળામાં હિંદુઓ તે અસલ આર્ય ને મુસલમાનો પરદેશી જીતનારાઓના વંશજો છે એમ ધારવું એ ઘણુંજ ભૂલ ભરેલું છે.

દક્ષિણના વિભાગોમાં એક બીજા વચ્ચે ઘણો ફેર છે, તોપણ તેનો વિગતવાર હેવાલ આપવાની કંઇ જરૂર નથી. સમગ્રે જોતાં દક્ષિણમાં પાણીની આવક થોડી છે. નદિયો વેપારના અથવા ખેતીવાડીના કામમાં ઉપયોગી થઇ પડે એવી નથી. નહેરોવતી પાણી લાવવાનાં મોટાં કારખાનાં કોઇ ઠેકાણે થઇ શકે તેવું નથી. ઘણી જાતની બાજરી ને એવીજ તરેહના બીજા દાણાઓનો પાક બધે વધારે થાયછે. કેટલીક સારી જમીનમાં રૂ ખૂબ પાકેછે. પણ રૂ શિવાય હિંદુસ્તાનમાંથી વેપારને અર્થે જતી બીજી બધી ચીજો (જેવી કે ચોખા, ઘઉં, તલ, સણ, ગળી ને ચહા વગેરે) તો ઉત્તર પ્રદેશમાં કે જ્યાં ઇશ્વરની કૃપા વધારે દીસેછે ત્યાંજ થાય છે.

હિંદુસ્તાનના દ્વીપકલ્પની સાથે થોડાં વરસ ઉપર બરમાહ જીતીને જોડી દેવામાં આવેલોછે. ને તેની તવારીખથી તેમજ તેની રહીશ પ્રજાથી કરીને હિંદુસ્તાનથી ભિન્નજ છે.

બરમાહનો જે લાંબો ચીચરવટો પહાડો અને સમુદ્ર વચ્ચે આવેલોછે તે, તથા ઇરાવદીની ‡નીચલી ખીણ, એટલુંજ બ્રિટિશ સરકારની હકુમત નીચે છે. સ્વતંત્ર બરમાહ આ ભાગની પાછળથી માંડીને ચીન સુધી આવી રહેલો છે. બરમાહના લોકો ઘણાજ મનોહર છે, ને તેઓ બુદ્ધના સત્વ ગુણી ધર્મને માનેછે. તેમનો મુલક ચોખાના પાક સારૂ સઉથી વધારે ફળદ્રુપ છે. આ ત્રીસ વરસમાં એ મુલકની જેટલી ખરેખરી આબાદી થઇછે તેવી બ્રિટિશ રાજ્યના કોઇપણ ભાગની થઇ નથી.

હિંદુસ્તાનની કુદરતી ગોઠવણ વિષેનો ટુંકો હેવાલ આપણે આપ્યો, પણ આપણે તેના જે ભાગો પાડ્યા તેને અનુસરીને તેમાં વસતા લોકોના ભાગ પાડી શકતા નથી. હિંદુસ્તાન ખરૂં જોતાં કંઇ એક દેશ નથી પણ ઘણા દેશનો સમુદાય છે, તે છતાં તે ઘણા દેશોમાં વસતા લોકો એક બીજાંથી કંઇ જૂદી જાતના નથી. ⓘજાતિ વિજ્ઞાન પ્રમાણે હિંદુસ્તાનના લોકો બહુજ મિશ્ર જાતિના જણાયછે અને હાલના નવા શબ્દશાસ્ત્રે પણ આ ગરબડમાં વધારો કર્યોછે. આર્ય કુટુંબ એ નામ પાડનારા લોકો એ ગરબડને સારૂ જવાબદાર છે. એ તો ખરી વાત છે કે વસ્તીના ઘણાખરા લોકો, ને તેમાં અવશ્ય કરીને ઉત્તરાર્દ્ધમાં વસનારા સર્વે લોકો, એક બીજાને મળતી ભાષાઓ બોલેછે; ને એ બધી ભાષાઓ સંસ્કૃતમાંથી નીકળેલીછે અને દેવનાગરી *લીપિમાં લખવામાં આવેછે. ને તેવી રીતે દક્ષિણમાં

‡ મુખભણીની.

ⓘજે શાસ્ત્ર પ્રમાણે દુનિયાની વસ્તીના અમુક મુખ્ય ભિન્ન જાતિ અથવા કોમમાં ભાગ પાડી શકાયછે તે.

*ખરૂં છે કે દરેક પ્રાંતમાં તે પ્રાંતની એક ખાસ લીપિજ લોકોમાં નિત્ય વ્યવહારમાં ચાલેછે, તથાપિ દેવનાગરી લીપિ પણ તે સાથે દરેક ઠેકાણે ચાલેછે ખરી.

વસતા લોકો એક બીજાને લગતી ભાષાઓ બોલેછે; તે બધીને દ્રાવિડી એવું સામાન્ય નામ આપવામાં આવેલું અને તેઓ પણ એક જૂદીજ લીપિમાં લખાયછે. પણ ફકત ભાષા ઉપરથીજ પ્રજાઓનું મૂળ ખાતરી પૂર્વક રીતે નક્કી કરી શકાય નહિ. સંસ્કૃત બોલનારા સર્વ લોકો આર્ય કુળના છે એવું ધારવું તે, ઇટાલીયનો, ફ્રેંચો અને સ્પાનીઅર્ડો અસલના રોમનોમાંથી ઉતરી આવેલાછે એવું ધારવાની માફકજ બેવકૂફી ભરેલુંછે. હિંદુસ્તાનના લોકોના સંબંધમાં જાતિ શાસ્ત્ર પ્રમાણે વિવેચન અત્યાર સુધી બરોબર કરવામાં આવેલું નથી, કારણ કે અહિં નિર્ણય ન કરી શકાય એટલા બધા ભેદો જોવામાં આવેછે તથા તે ગુંચવણીઆ પણ તેવાજ છે. વળી અસલ વતની એ શબ્દનો પણ જાતિવિજ્ઞાનમાં એક નિર્ણીત અર્થ નથી. પણ હિંદુસ્તાનના મધ્ય ભાગમાંના પહાડી લોકો દેશની સઉથી અસલ વસ્તી ઉપરથી ઉતરી આવેલા હોય એમ ધારવાનાં આપણી પાસે સાધનો છે. આ પહાડી જાતો એક બીજાથી શરીરના બાંધામાં, ભાષામાં ને રીતભાતમાં ભિન્ન છે. તેમાંની કેટલીક તરફ તેમની વિલક્ષણતાને લીધે આપણું ધ્યાન વધારે ખેંચાયછે. ને બીજી કેટલીક આપણા જોતાજોતામાં બીજી સાધારણ હિંદુવસ્તી સાથે એકમેક થઇ જતી જણાયછે. આ પહાડી જાતોના, એક તો જે લોકો દ્રાવિડી ભાષાઓ બોલેછે તે, ને બીજા કોલારીઅન ભાષા બોલેછે તે, એવી રીતે બે વિભાગ કરવામાં આવેલાછે, પણ આ વિભાગો કંઇ સારા પાયાપર કરવામાં આવેલા હોય એમ લાગતું નથી. સમગ્રે જોતાં એ બધાઓ સીધીની જાતના છે. તેઓ બધા જન્મથી શિકારિયો ને જંગલોમાં આથડનારા હોયછે. પણ તેઓમાંના ઘણાખરા અસલની રીત પ્રમાણે દરેક વરસે નવું જંગલ બાળી દઇને ખેતીવાડી કરેછે. તેઓ એક બીજાથી સ્વતંત્ર ટોળીઓ બાંધીને રહેછે ને તે ટોળિયોનું બંધારણ હિંદુઓના ગામના બંધારણ જેવુંજ નિયમિત હોય છે. કોઇ કોઇ ઠેકાણે તેઓ હિંદુરાજાઓને

તાબે છે. પણ એમાંના કોઇપણ રાજ્યકારભારમાં ભાગ લેઇ શકે એવી સ્થિતિયે પહોંચ્યા નથી. હોય તો એક ગોંડ લોકો કદાચ હોય. તે લોકો જંગલી છે, પણ જંગલી લોકોમાં જે કંઈ સારા ગુણો હોયછે તે પણ તેઓમાં છે. હિંદુરાજ્યના જુલમના સામું તેઓએ વખતે વખતે ઘણા ક્રોધ અને ક્રૂરતાના આવેશથી માથું ઊંચું કર્યુંછે. પણ ઇંગ્રેજી અમલદારોને તેઓ જીવસટ્ટે વફાદાર થયેલાછે. ખ્રિસ્તિધર્મની અસર આ લોકપર સઉથી વધારે થયેલી છે. તેઓની કુલ સંખ્યા બે ને ત્રણ કરોડની વચ્ચે છે.

જંગલના રહેનારા આ પહાડિયો દેશના નજીતાયલા અસલ વતનીમાંના બાકી રહેલા છે. હજુએ તેઓ મધ્ય ભાગમાં આવેલા પહાડો તથા જંગલોમાં નોખા રહ્યાછે. બાકીના જેઓ સપાટ પ્રદેશપર વસતા હતા તે લોકોનો કંઈ કેવળ નાશ કરવામાં આવ્યો નહોતો, પણ તેઓને તાબે થવું પડ્યું હતું. આ જીતાયલા લોકોના વંશજો હાલના શૂદ્ર જાતિના માણસો છે. કેટલેક ઠેકાણે એમાંના ઘણા ભાગના મુસલમાન થઇ ગયેલા છે. દક્ષિણ બંગાળાની વસ્તીનો ઘણો ભાગ આ અર્દ્ધ હિંદુજાતિનો છે, ને ઘણુંકરીને મુંબાઇના લોકો પણ તેજ વર્ગના છે. ને જો ભાષા ઉપર કંઇપણ વિચાર ન કરિયે તો મદ્રાસ પણ એજ વર્ગમાં આવી જાય. વાયવ્ય પ્રાંતો શિવાય બીજે બધે ઠેકાણે આ જાતિનાજ ખેડૂતો, કારીગરો, મજૂરો જોવામાં આવેછે અને એ લોકો આખી દુનિયામાં ખેડૂતો તરીકે ઘણાજ ઉદ્યોગી, ને રૈયત તરીકે ઘણાજ શાંત છે. તોપણ એ લોકોમાંથી ક્લાઇવે પોતાના સિપાઇયોની ભરતી કરી હતી ને એ લોકોમાંથી કેટલાક લૂંટારાની અને ફાંશિયાની ટોળિયો નીકળેલી છે. હિંદુ અને મુસલમાન બંને કોમના હલકી જાતના લોકો વીસ કરોડ એટલે દેશની આખી વસ્તીનો ચાર પંચમાંશ છે.

ખરા આર્યના વંશજો કયાં હશે તે શોધી કહાડવું ઘણું મુશ્કેલ છે. તેઓ થોડીઘણી મિશ્ર સ્થિતિમાં ઉત્તરના રહેવાશિયોમાં જોવામાં આવે

છે. પણ બિલકુલ મિશ્ર નહિ થયેલા એવા ચોખ્ખા લોહીના આર્ય તો ફક્ત બ્રાહ્મણો છે. તેઓનો ખુલતો રંગ, શોભીતો બાંધો, અને શ્રેષ્ઠ અક્કલ ઉપરથી તેઓ ઉત્તર તરફથી આવેલા હોય એમ સાફ જણાયછે. હવાપાણી તથા એક પછી એક પરદેશી જીતનારાઓના હુમલાઓની અસરને લીધે જો કે મિશ્રિત થવાનો સંભવ છે, તોપણ નાતોની રીતને લીધે આ જાત ત્રીસ સૈકાથી અમિશ્રિત રહેલી છે.

બ્રાહ્મણો યાહુદીની મીસલ દુનિયામાં મહત્તા ધરાવનારી જાતિ છે. હિંદુસ્તાનમાં દરેક ઠેકાણે તેઓની રહેવાની સ્થિતિ એકસરખી છે, તેઓ કાશીક્ષેત્રમાં ઘણા જથાબંધ વસતા જોવામાં આવેછે. તેઓની કુલ સંખ્યા એક કરોડથી સહજ વધારે છે.

રજપૂતો પણ બ્રાહ્મણોની માફક દ્વિજ જાતિમાં પોતાને ગણેછે. તથા મનુએ કહેલા ક્ષત્રિયો તે એજ છે એમ મનાયછે. પણ મનુસ્મૃતિમાં જે ચાર વર્ણો ગણાવેલીછે તે બ્રાહ્મણ ક્ષત્રિયોના ધર્મમાં તથા રાજ્યમાં મહત્તા વધારી દેવા સારૂજ પાછળથી ઘડી કહાડ્યા જેવી ગણાયછે.* રજપૂતોની ખરી ઉત્પત્તિ કયમ થઇ તે આપણે બરોબર જાણતા નથી, પણ એટલું તો નક્કીજ છે કે તેઓ હમેશાં રાજ્ય કરતા આવ્યાછે. અર્વાચીન શોધો ઉપરથી એમ જણાયછે કે તેઓ ઘણુંકરીને સિથિયન કોમના છે, અને આર્યલોકોના પહેલા હુમલા પછી ઘણે વરસે તેઓ વાયવ્ય કોણ તરફથી આવ્યા. એ લોકો એકસરખી રીત રાજવંશી છિયે એમ કહાવેછે તથા બધા એક રજપૂતના નામથીજ ઓળખાયછે, તથાપિ તેઓ એક જાતના નહિ પણ બહુ મિશ્ર જાતના છે એ વાત

*આ કહેવું બરોબર નથી. કારણ કે ઋગ્વેદના પ્રસિદ્ધ પુરૂષ સૂક્તમાં સ્પષ્ટ ચાર જાતિ સાફ નામ આપી ગણાવીછે. તથા ત્યાર પછી થયેલા બ્રાહ્મણ ગ્રંથોમાં પણ તેમનાં નામ જોવામાં આવેછે. આ ચાર જાતિયો ત્રણ હજાર વરસથી ચાલી આવીછે.

સિદ્ધ છે. હાલમાં પણ કેટલાએક બીજી જાતના લોકો, અમે રજપૂત છિયે એમ કહેછે, પણ તેઓ ખરા રજપૂતો નથી; મિશ્ર લોહીના હશે. આખા દક્ષિણની અંદર ઘણા થોડા રજપૂતો જોવામાં આવેછે. પંજાબમાં તેઓમાંના ઘણાએક મુસલમાન ધર્મમાં જતા રહેલાછે. અયોધ્યા અને વાયવ્ય પ્રાંતોની અંદર તેઓનો જથો ઘણો છે અને તેઓને પોતાની સ્વજાતિની મમતા વધારે છે. રજપૂતસ્થાનની અંદર ઘણા રાજાઓ રજપૂત છે અને તેઓ સૂર્ય અને ચંદ્રના વંશના છે એમ તેઓ કહેછે. રજપૂતોની કુલ સંખ્યા સાઠ લાખની છે.

દક્ષિણમાં દ્રાવિડ જાતના લોકો અને મરાઠાઓ વિષે બહુજ થોડું કહેવાનું છે. તેઓની અસલ ઉત્પત્તિ વિષે આપણે કાંઇ જાણતા નથી. પણ તેઓ પલટાઇ હિંદુ બની ગયેલા દેશના અસલ વતનિયો હોય એમ કહી શકાય. તેઓમાંના ઊંચામાં ઊંચા કુળના માણસો પણ પોતે રજપૂત વંશમાંના હોય એવો હક ધરાવતા નથી. આ લોકો શિવાય બીજી બે જાતિ હિંદુસ્તાનની તવારીખમાં આવી જાયછે, પણ તેઓ વિષે હજી આપણે કાંઈ કહ્યું નથી. એક તો વાયવ્યકોણમાંથી આવેલા મુસલમાનો, અને બીજા ઇશાનમાંથી આવેલા ⊕હિંદવીચીનાઓ મુસલમાન જીતનારા પોતે ઘણી જાદીજૂદી કોમના હતા; જેવા કે આરબ, અફગાન, મોગલ, ઇરાની, બલુચી, અને એબીસિનીયન. પણ આમાંના ઘણાખરા દેશમાં વસનારા લોકોની સાથે મિશ્ર થઇ ગયાછે. ફકત એકલા અફગાનોજ, કે જેઓ હિંદુસ્તાનમાં પઠાણો તરીકે ઓળખાયછે, તેઓજ નોખા રહેલાછે. તેઓની સંખ્યા સ્વતંત્ર અફગાનીસ્તાનની સરહદ ઉપર ઘણી જોવામાં આવેછે. પણ તેઓમાંની રોહિલા નામની એક ટોળી ઉપરથી હિંદુસ્તાનના એક ભાગનું નામ રોહિલ ખંડ પડ્યુંછે. આ શિવાય બીજી મુસલમાનની જાતને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપર ઠેઠ સિંધથી

⊕ઇંડો-ચાઇનીસ.

તે કન્યાકુમારી સુધી વસેલા મિશ્ર આરબ કોમના વ્યાપારીઓની છે. તેઓ મમનો, વ્હોરાઓ, ખોજાઓ, મોપલાઓ અને લબેયો, વગેરે નામોથી ઓળખાયછે. હિંદુસ્તાનમાં મુસલમાનની કુલ સંખ્યા પાંચ કરોડ છે એટલે આખી દુનિયામાં મુસલમાનની કુલ વસ્તીનો એક તૃતીયાંશ ફક્ત હિંદુસ્તાનમાંજ છે. પણ તેઓમાંના ઘણાએક તો અસલ હિંદુધર્મમાંથી વટલાયલા છે. અને કેટલેક ઠેકાણે તો તેઓના હિંદુભાઈથી ભિન્નતા ભાગ્યેજ ઓળખી શકાયછે. હિન્દુઓ અને મુસલમાનો એકજ તરેહનો ધંધોરોજગાર કરેછે અને એક બીજાની સાથે સલાહશાંતિથી રહેછે, પણ ધર્મની જનુનને લીધે કોઇ વખતે એ બે ધર્મવાળાઓ લડી ઉઠે ખરા.

હિંદવી ચીના કંઈ હિંદુસ્તાનમાં ઘણા જથાબંધ જોવામાં આવતા નથી,તેઓને બીજા વધારે શકિતવાન લોકોએ હિંદુસ્તાનમાં પેસવા દીધાજ નથી. તેઓની હદ હિમાલય પર્વત સુધી છે. હિમાલયનો પ્રદેશ ખરા હિંદુસ્તાનમાં ગણાતો નથી. નેપાળના ગુરખાઓ, જેઓ હિંદુસ્તાનના દેશી લશ્કરમાં સિપાઇયો છે, તેઓ પણ આજ કોમના છે, એવું તેમના નીચા કદ ને મુગલી જેવા મ્હોડા ઉપરથી સાફ જણાયછે. આસામના લોકો ઘણાખરા હિંદવી ચીનાની જાતના છે. આસામની એક શિવાય બીજી બધી બાજુઓ તરફ ઊંચા ઊંચા પર્વતો આવેલા છે; અને તેઓની અંદર એજ જાતના ઘણા જંગલી લોકો વસેછે. પૂર્વ બંગાળાની અર્દ્ધ હિંદુ પ્રજામાં પણ હિંદવી ચીના મિશ્ર થયેલા જણાયછે.

પારસી જાતિ મુંબાઇમાં જોવામાં આવેછે; જો કે તેઓની સંખ્યા થોડી છે તોપણ તેઓ સુધરેલા અને આબાદ છે. પશ્ચિમ કિનારા ઉપર અસલના વખતથી કેટલાએક યાહુદિયોનું રેઠાણ છે. બંગાળામાં આર્મીનિયા અને ગ્રીસ દેશના વ્યાપારીનું જોર ગયા સૈકામાં હતું તેના કરતાં હાલમાં નરમ છે. ફિરંગી શિવાય બીજા કોઇપણ યૂરોપિયનો એ

વસ્તીમાં દીશી આવતી અસર કરી નથી. પશ્ચિમ કિનારા ઉપર ઠેઠ ગોવાથી તે મુંબાઈ સુધી, અને બંગાળામાં ધાકા અને ચીતાગોંગ આગળ, અર્દ્ધ ફિરંગી જાતના હજુ જોવામાં આવેછે. તેઓ બીજા દેશિયોમાંથી ફકત તેમના ધર્મ અને અટકથી ઓળખી શકાય છે.

હિંદુસ્તાનમાં ખ્રિસ્તિયોની કુલ સંખ્યા આશરે પંદર લાખની છે. આમાંના ઘણા રોમન કેથોલિક છે અને તેઓ જેસ્યુઇટ પાદરિયોના ઉપદેશથી, અને સોળમા અને સત્તરમા સૈકામાં પોર્તુગીઝ સત્તાથી તે ધર્મના થયેલાછે. રોમન કેથોલિક તેમજ પ્રોટેસ્ટંટ ધર્મ પાળનારા દેશી ખ્રિસ્તિયો ઘણું કરીને છેક દક્ષિણમાં જોવામાં આવેછે. આશરે છ લાખ તો મદ્રાસ ઈલાકામાંજ છે; અને એટલાજ બીજા ત્રાવણકોર અને કોચીનના રાજ્યમાં છે. આ રાજ્યોમાં સિરિયન ધર્મનું પણ મુખ્ય સ્થાનક છે. સિરિયન ધર્મની ઉત્પત્તિ ધર્મગુરૂ સેન્ટ ટામસના ઉપદેશથી થયેલીછે. પ્રોટેસ્ટંટ પાદરિયો હાલમાં પશ્ચિમ બંગાળા, બ્રહ્મદેશ, અને આસામના પહાડી લોકોને ઉપદેશ કરવામાં ફતેહમંદ થયાછે.

જો કે હિંદુસ્તાનમાં આવીરીતે ઠેકાણે ઠેકાણે જમીનમાં, હવા પાણીમાં, જાતમાં, ભાષામાં, અને લોકોના ધર્મમાં ફેરફાર છે, તોપણ સર્વ ઠેકાણે લોકોની રહેવાની સ્થિતિમાં સરખાપણું જોવામાં આવેછે. હિંદુઓ, મુસલમાનો અને દેશી ખ્રિસ્તિયો બધા ઘણું કરીને એક સરખાંજ ઘરોમાં રહેછે; એક સરખોજ પોશાક પહેરેછે; અને ઘણોખરો ખોરાક પણ એક સરખોજ ખાયછે. બધે ઠેકાણે ખેતીવાડી એ સામાન્ય ધંધો છે. તે એટલો બધો ફેલાયેલોછે કે હાલના અંગ્રેજ લોકોના મનમાં ભાગ્યેજ આવશે. બ્રાહ્મણો અને કારીગરો કે જેઓ હળ લઇને ખેડવા જતા નથી તેઓનો આધાર પણ ખેતરોની વાર્ષિક ઉપજ ઉપરજ છે. અને ખેતીવાડી ઉપરજ આધાર રાખવાની આ રીતિ બ્રિટિશ રાજ્યને લીધે વધીછે. દેશી રાજાના દરબારોને અંગે શેહેરના નાના પ્રકારનાં ધંધાધારી કામો ધમ-

ધોકારે ચાલ્યાં જતાં તેમ હાલ નથી ચાલતાં અને વળી વિલાયતથી માલ આવવાને લીધે કેટલીક કારીગરિયો તો બંધજ થઇ ગઈ છે. ગામડાંના લોકોની રહેણી બરોબર વ્યવસ્થિત બંધારણ પ્રમાણે ચાલે છે. આ બંધારણ ઇતિહાસ મળી આવતા પહેલાંની અતિ પ્રાચીન ઢબનું છે. ગામડાની રહેણી એકને એક સરખી છે ને તેમાં જરાએ વિચિત્રતા નથી. એનું બંધારણ આર્ય કેળવણીનું નિશાન છે એમ ઘણુંખરૂં કહેવામાં આવેછે, તથાપિ તે ઊંચી બ્રાહ્મણ વગેરે જાતોમાં પૂર્ણતાએ પ્હોંચ્યું જોતા નથી. પણ સહજ જોતાંએ પહાડી લોકોમાં તો તે નજરે આવેછે. દરેક માણસ જાત એવી કરીજ રહેતી હોયછે ત્યારે તેમાં જેવું બંધારણ હોયછે તેજ તરેહનું આ બંધારણ ઘણુંકરી ગણવું જોઇયે. એકલા ગામડાંઓમાં એટલુંજ નહિ પણ વ્યાપારના મહાજનમાં અને ન્યાતોમાં પણ હિંદુઓએ સારૂં પણ પોતાને કામ ચલાઉ બંધારણ રચ્યું છે. તેઓને ઘણી અપેક્ષાઓ નથી પણ જેટલી છે તેટલી બરોબર પૂરી પાડવામાં આવેછે. અંગ્રેજ લોકો આખી દુનિયા ઉપર દેશાટન કરી આવેછે તેવી તરેહની મહેનત કરવાની પ્રેરણા તેઓમાં નથી, પણ તેવીજ રીતે સર્વ દેશી સુધારાને લીધે થતા દુર્ગુણો પણ તેઓનામાં નથી. તેઓ કેવા શાંત, માયાળુ અને ઉદાર છે તે વિષે જેઓને તેમનો સારી રીતે અનુભવ છે તેઓ ઘણો સારો વિચાર જણાવે છે. મજુરિયાત લોકો તો દુનિયામાં બધે ઠેકાણે ઘણાખરા સરખાજ હોય છે.

હિંદુસ્તાનના ઇતિહાસો ઘણા લખાયલા છે એટલે અહિંયાં તો એક ઘણોજ ટુંકો હેવાલ આપવો એ બસ છે. સંસ્કૃત પંડિતો કહેછે કે કાળા રંગના અને બુઠ્ઠા નાકવાળા અસલના રહેવાશિયોને ઉત્તરના દેખાવડા આર્ય લોકોએ જીત્યા ત્યારથી આપણે હિંદુસ્તાનનો ઇતિહાસ શરૂ કરવો જોઇયે, પણ આ વાત વિષે ભરોસો રાખવા લાયક કાંઈ ઐતિહાસિક આધાર નથી. ઇજીપ્ત અને બાબીલોનના લોકો ઇતિહાસ

રાખતા, તેવી રીતે અસલના હિંદુસ્તાનના રહેવાશિયો કાંઈ લિખિત તવારીખ મુકી ગયા નથી. બુદ્ધ ધર્મ પાળનારા અશોક રાજાના જે લેખો ઈ. સ. ની. પૂર્વે ત્રીજા સૈકામાં થયેલા તે હિંદુસ્તાનમાં જૂનામાં જૂના છે. પણ એથી બેસેં વર્ષ પહેલાંની વાત ગ્રીસ દેશના તવારીખ લખનારા ઉપરથી આપણે જાણિયે છિયે.✿

હાલમાં લોકોનાં જે રેઠાણ છે તેથી પહેલા જુદાં હતાં એવું કશા ઉપરથી નીકળતું નથી. હિંદુસ્તાનની ઘાડી વસ્તી, આબાદી, અને લોકોના સારા ગુણો વિષે બધા ગ્રીસના લખનારાઓ લખી ગયા છે. મહાન અલેકઝાંડર પાદશાહે ઈ. સ. પૂર્વે ૩૨૭ માં હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી તે વખતે અહિં બુદ્ધધર્મ પ્રસરવા માંડયો હતો. પણ ગ્રીક લખનારાઓએ આ-પેલા હેવાલની સાથે તે વખતનો હિંદુસ્તાનમાંથી મળી આવેલો હેવાલ મળતો નથી. ગ્રીક લોકોએ બુદ્ધ વિષે કશું કહ્યું નથી અને હિંદુસ્તાનના લોકોએ અલેકઝાંડર બાબત કાંઈ કહ્યું નથી. (જે કાંઈ હેવાલ હાલમાં છે તે ઈરાનની તવારીખમાંથી મળેલો છે.) ગ્રીસ અને હિંદુસ્તાન વચ્ચેના સંબંધ ઉપરથીજ અશોકના દાદા, અને પાટલીપુત્ર (પાટણ)ના રાજા ચંદ્રગુપ્ત (સાંડ્રકોટસ)ના રાજ્યની તારીખ નક્કી થાયછે. એમ જણાયછે કે ઈ. સ. પૂર્વે ૩૦૬ માં ચંદ્રગુપ્તના દરબારમાં મિગેસ્થિનીસને એલચી તરીકે મોકલવામાં આવ્યો હતો. હિંદુસ્તાનના અસલના ઇતિહાસની બાબ તોમાં ફકત આ વાતજ ખરીછે એમ કહેવાય. ખરો આધાર રાખી શકાય એવો ઇતિહાસ તો સાતમા સૈકામાં મુસલમાનોના હુમલા પછી શરૂ થાયછે.

સિકંદરની ચડાઈ પહેલાં શું થયું તેનો, તેમજ અશોકના રાજ્ય અને મહમદ ગીજનીની ચડાઈ એ બેની વચ્ચેના વખતમાં હિંદુસ્તાનમાં શું થયું તેનો, હેવાલ કેવળ પોરાણિક કથા જેવો છે.

---

✿આ બધું લખાણ કાંઈક અંશમાં બરોબર જણાતું નથી. હાલનાં નવા શોધોથી કોટન સાહેબ અજાણ્યા લાગે છે.

બાતમીથી ફકત એટલુંજ કહી શકાય કે ગોતમ બુદ્ધના મરણ (ઇ. સ. ૫૪૦) પછી ચાર સૈકાની અંદર આખું હિંદુસ્તાન તેના પંથનું થયું. અને મુસલમાનો આવ્યા તે પેહેલાં તેની બધી અસર પાછી જતી રહી, આટલા વખતમાં જે બુદ્ધધર્મ ચાલ્યો તેનો ઇતિહાસ ફકત વાર્તાઓમાં છે. અશોકના લેખો, કેટલા એક કોતર કામો, ભાગી તુટી ગયેલાં મંદિરો, અને ચીનના જાત્રાળુઓના દેશાટનના વૃત્તાંતો ઉપરજ ખરો આધાર રાખવાનો છે. બુદ્ધધર્મ હિંદુસ્તાનમાંથી નીકળીને લંકા, નેપાળ, અને બ્રહ્મદેશમાં ફેલાયો. પછી તે ધર્મ ચીન દેશમાં પ્રસર્યો, અને હાલમાં એ ધર્મમાં જેટલા લોકો છે તેટલા લોકો બીજા કોઈપણ ધર્મમાં નથી. હિંદુસ્તાનના લોકોએ કોઈ વખતે ચડાઈ હુમલા કર્યા નથી; પણ તેઓના સર્વ ગુણોનો વિશ્રામ જે બુદ્ધ તેને લીધે તેઓએ પૂર્વ તરફની બધી દુનિયાં ઉપર ઘણી અસર કરીછે.

શિક્કા શિલાલેખ તથા તામ્રપત્ર અને સ્થાનિક દંતકથા ઉપરથી એમ જણાયછે કે આપણી સદીના પેહેલાં દશ શૈકામાં હિંદુસ્તાનના નાના નાના રાજ્યોમાં વિભાગ થયા હતા. આમાંના કેટલા એક બુદ્ધધર્મના, કેટલાએક વેદધર્મના અને કેટલાએક જૈનધર્મના હતા. લોકો એક્સંપે સિકંદરના સામા થયા નહોતા, તેવીજ રીતે મુસલમાનોના સામા પણ ન થયા. મુસલમાનોએ પહેલો હુમલો સાતમા સૈકામાં એટલે પેગંબરના મરણ પછી સો વરસની અંદર કર્યો પણ આ હુમલો ફકત સિંધ પ્રાંત ઉપરજ હતો, અને તેની અસર કાંઇ લાંબા વખત સુધી પહોચી નહિ. વાયવ્ય સરહદઉપરના ક્રૂર પહાડિયોને ફળદ્રૂપ હિંદુસ્તાન લૂંટવાનું પહેલવહેલું ગિજનીના મહમદે શિખવ્યું. મહમદ જે પોતાના વખતમાં મોટામાં મોટો લડવૈયો ગણાતો હતો તે હિંદુસ્તાન ઉપર પોતાનું લશ્કર લઇ આશરે સત્તરેક વાર ચઢી આવ્યો; અને છેક કનોજ, ગ્વાલિયર અને સોમનાથ સુધી લૂંટફાટ કરી. પણ તે કાંઇ

આ દેશમાં ઠરી રહ્યો નહિ. તે પોતાની રાજધાનીમાં ઈ.સ. ૧૦૩૦ માં મરણ પામ્યો. આ દેશને જીતવાનું કામ ગોરના પહાડી ક્રીલા ઉપરથી જેનું નામ ગોરી પડેલું હતું એવા એક અફગાન કુળે માથે લીધું. મહમદ ગોરિયે એકઠા થયેલા રજપૂત રાજાઓને વારંવાર હરાવ્યા અને પોતાનું રાજ્ય પૂર્વમાં છેક બંગાળા સુધી વધાર્યું. તેના સેનાધિપતિ અને પાછળથી તેની ગાદીએ બેસનાર કુતબુદીને ઈ. સ. ૧૨૦૬ માં હિંદુઓની અસલ રાજધાની દિલ્હીમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. આ વખતથી હિંદુસ્તાનમાં મુસલમાનોનું રાજ્ય થયું એમ કહેવાય. પ્રેમશૂર રજપૂતો ઘણા કાળ સુધી બહાદુરીથી લડ્યા અને આખરે જ્યારે હાર્યા ત્યારે તેઓમાંના ઘણાક પોતાના અસલ રાજાઓની સાથે હાલ જે પ્રદેશ રજપૂતસ્થાન કહેવાયછે ત્યાં જઈ રહ્યા. મુસલમાનો ગંગા અને સિંધુ નદિયોની ખિણોમાં સારી રીતે ફતેહમંદ થયા; પણ તેઓની દક્ષિણની જીત ઘણીજ ધીમી હતી અને તે કોઈ દિવસ પાકા પાયાપર નહોતી. ઈ.સ. ૧૩૦૩ માં પણ મુસલમાન સ્વારોની એક ટોળી દક્ષિણમાં છેક કન્યાકુમારી સુધી ગઈ હતી પણ તે જેટલી ઝડપથી ગઈ હતી તેટલી ઝડપથી પાછી આવી હતી. મુસલમાનોમાં પણ કંઈ હિંદુઓ કરતાં વધારે સંપ નહોતો. દિલ્હીના રાજાને હમેશાં મુખ્ય રાજા તરીકે ગણવામાં આવતો, પણ ભાગ્યેજ તેના હોદ્દા પ્રમાણે તેનામાં શક્તિ હતી. બંગાળા, માળવા, ગુજરાત, અને જુવાનપુરમાં બીજાં સ્વતંત્ર રાજ્યો થયાં; અને એક વખત તો દક્ષિણમાં પાંચ જુદાં જુદાં રાજ્યો હતાં, અને તે હમેશાં એક બીજાની સાથે લડ્યાં કરતાં હતાં. ઈ. સ. ૧૫૬૫ માં તાલીકોટની લડાઈમાં જ્યારે દક્ષિણના એકઠા થયેલા સુલતાનોએ વિજયનગરના છેલ્લા રાજાને કહાડી મૂક્યો તે વખતથી હિંદુઓની સત્તા ભાગી પડી. આથી જો કે દક્ષિણમાં હિંદુઓની કાંઈ મોટી રાજ્યસત્તા ન રહી, તોપણ લોકો તો ઘણા દૂર હોવાને લીધે હુમલાઓમાંથી બચ્યા. ઘણા નાના સરસરોએ પોતપોતાનું

રાજ્ય ઉભું કરી દીધું; જેમાંના કેટલાએક હજુ સુધી સ્વતંત્ર છે.

ઇંગ્રેજોપહેલાં હિંદુસ્તાનની ખરી રાજ્યગાદી ભોગવનારા, મોગલવંશના રાજાઓ ગણી શકાય. તેમનો પહેલો રાજા બાબર તૈમુર લંગથી છઠ્ઠી પહેડિયે હતો; તેણે ઇ. સ. ૧૫૨૬ માં એક નબળા અફગાન રાજા પાસેથી દિલ્હી લઈ લીધું. તેનો છોકરો હુમાયુ જરા કમનસીબ હતો. પણ હુમાયુનો છોકરો મહાન અકબર મોગલ રાજ્યને દઢ પાયાપર સ્થાપનાર હતો. અકબરે ઇ. સ. ૧૫૫૬ થી તે ઇ.સ. ૧૬૦૫ સુધી રાજ્ય કર્યું. આ વખતે ઇંગ્લાંડની ગાદિયે ઇલિઝાબેથ રાણી હતી. લડાઇ વખતે તેમજ સલાહસંપમાં પણ અકબરના જેવી રીતભાતવાળા મહાન પુરૂષો ભાગ્યેજ મળી આવશે. તેના બાપના મરણ વખતે તેની ઉમ્મર ચૌદ વરસની હતી તે વખતે તેણે પંજાબ ફરીને જીત્યું. ત્યાર પછી પોતે જાતે કેટલીક ચડાઇયો કરી રજપૂતસ્થાન, ગુજરાત, બંગાળા, સિંધ, અફગાનીસ્તાન, અને કાશ્મીર દેશ એક પછી એક જીત્યા. આ બધા પ્રાંતો લશ્કરી અમલદારોને સોંપવામાં આવતા, અને તેના ઉપર રાજધાનીમાંથી સખત દેખરેખ રાખવામાં આવતી હતી. અકબરના હિંદુ પ્રધાન ટોડરમલે જમીનની જમાબંદી વગેરેની રીતિયો ઠરાવી છે તે હજુસુધી પણ ચાલેછે. રાજ્ય ચલાવવામાં જેમ અકબરની ઝીણી અક્કલ હતી તેમજ તેના સદ્‌ગુણો પણ ઘણા વખાણવા લાયક હતા. બીજા ધર્મો ઉપર સમદૃષ્ટિયે જોનારો એના જેવો બીજો કોઇપણ મુસલમાન રાજા નહોતો. હિંદુઓને લશ્કરમાં મોટા સેનાધિપતિયોની જગા આપતો; અને રજપૂતસ્થાનની એક રાજ્યકન્યાને પરણ્યો હતો. અને તે જેસ્યુઈટ પાદરિયોને મુસલમાન મુલ્લાઓની સાથે વાદવિવાદ કરાવવાને પોતાના દરબારમાં તેડતો.

અકબરથી ત્રીજી પહેડિયે ઓરંગઝેબ થયો. તેના વખતમાં મોગલ રાજ્યનો મોટામાં મોટો વિસ્તાર થયો, તેણેજ દક્ષિણને પહેલવહેલું જીત્યું,

અને ઠેઠ દક્ષિણના સરદારોએ તેને મહારાજાધિરાજ તરીકે કબુલ કર્યો. ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબનું મરણ થયું ત્યાર પછી મોગલ રાજ્યમાં ઝડપથી ફાટફૂટ થઈ અને દરેક જુદા જુદા પ્રાંતના સૂબાઓ સ્વતંત્ર રાજાઓ થઇ પડ્યા. હિંદુઓ કે જેઓ ઘણા સૈકાથી તાબે રહેલા હતા તેઓને પણ ઔરંગઝેબની ઝનુનને લીધે જુસ્સો ચડેલો હતો. તેમને બહાદૂર મરાઠો શિવાજી (ઈ. સ. ૧૬૨૭ થી ૧૬૮૦) આગેવાન તરીકે મળ્યો. જે વખતે ઇંગ્રેજોએ હિંદુસ્તાનના રાજ્યપ્રકરણી બાબતમાં ભાગ લેવા માંડ્યો, તે વખતે મુસલમાન સત્તા ભાગીતુટી અવસ્થામાં હતી; અને મરાઠાઓ આખા દેશમાં લૂંટફાટ કરવાની તૈયારીમાં હતા.

વાસ્કોડીગામા ઈ. સ. ૧૪૯૮ માં કાલીકટ બંદર ઉપર ઉતર્યો. અને ત્યારથી એકસો વરસ સુધી પૂર્વ સાથે વ્યાપાર એકલા ફિરંગિયોએ ચલાવ્યો; પણ ફિરંગિયો કાંઈ રાજ્યકારભાર ચલાવનારા અથવા વ્યાપારિયો નહોતા પણ લૂંટારા અને ચાંચિયા જેવા હતા. તેઓ બહાદૂરીને સારૂ તેમજ ક્રૂરતાને સારૂ પ્રખ્યાત છે. પણ રાજ્યપ્રકરણની બાબતમાં તો તેમનું નામ હાલ તેમના તાબામાં ગોવા છે તેને લીધેજ છે. યુરોપમાંથી તેમના પછી વલંદાઓ આવ્યા, તેઓ વ્યાપારના અર્થેજ આવ્યા હતા, અને તેમનો મૂળ ઇરાદો મશાલાના બેટોમાં જવાનો હતો; ઇંગ્રેજો પણ ત્યાં વ્યાપાર કરવા જતા તેઓને તેમણે ઈ. સ. ૧૬૨૩ માં એમ્બોઈનાની કતલ કરીને કહાડ્યા.

લંડનના વેપારિયોએ ઈ. સ. ૧૬૦૦ ના છેલ્લા દિવસે વલંદાઓનો વેપાર ભાગી પાડવાના ઇરાદાથી પૂર્વ સાથે વેપાર કરવાનો પરવાનો મેળવ્યો. છેક પૂર્વમાંથી વલંદાઓએ તેમને કહાડ્યા એટલે ઈ. સ. ૧૬૩૯ માં હિંદુસ્તાનમાં તેઓએ પોતાની કોઠી ઘાલી. આ પહેલી કોઠી ફોર્ટ સેણ્ટજ્યોર્જ જે હાલ મદ્રાસ કહેવાયછે ત્યાં કરી. એક હિંદુ સૂબો પોતાને વિજયનગરના રાજાનો વંશજ કહેવડાવતો તેની પાસેથી ગોદીની આસ-

પાશ કિલ્લો વગેરે બાંધવાની પરવાનગી લીધી. તેઓ ઘણા વરસ સુધી મુસલમાન સૂબાને ખંડણી ભરતા. મુંબાઈ બેટ ઈ. સ. ૧૬૬૧ માં બીજા ચાર્લ્સ રાજાને પોતાની ફિરંગી રાણીની પહેરામણીમાં મળ્યો ‡ ફોર્ટ સેણ્ટ વિલ્યમનો કિલ્લો ઈ. સ. ૧૬૯૬ માં બાંધવામાં આવ્યો.

આસ્ટ્રિયાની રાજ્યગાદીના વારસાની બાબતમાં, ફ્રાન્સની સાથે ઇંગ્લાંડની લડાઈ જાગી તે વખત ઇંગ્રેજોએ હિંદુસ્તાનમાં રાજ્યસત્તા મેળવવા માંડી. પોન્ડીચરીના ફ્રેંચ ગવર્નર ડુપ્લેની ધ્યાનમાં પહેલવહેલું ઉતર્યું કે મોગલોની સત્તાની ભાગલી તુટલી અવસ્થાને લીધે, તેઓને ફક્ત નામનાજ ઉપરી તરીકે રાખીને કોઇ યુરોપિયન સાહસિકને સત્તા મેળવવી સહેલ છે. પણ તેની બધી યુક્તિયો ક્લાઇવની શ્રેષ્ઠ અક્કલે ધૂળ મેળવી. તેણે ફ્રેંચલોકોને દક્ષિણમાં મુખ્ય સત્તા મેળવતા અટકાવ્યા, અને ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસીની લડાઇમાં બંગાળા સર કીધું. ક્લાઇવે ડુપ્લેની માફક મુસલમાન રાજ્ય ચલાવનારાઓની દ્વારાએજ સત્તા મેળવવાનો પ્રયત્ન કર્યો, અને તેટલાજ સારૂ ઈ. સ. ૧૭૬૫ માં મોગલબાદશાહ પાસેથી લિખિત સત્તા મેળવી. વોર્નહેસ્ટિંગ્સે(૧૭૭૨–૧૭૮૫) યુરોપિયન રાજ્યરીતિ દાખલ કરી. તે આખા હિંદુસ્તાનને પહેલો ગવર્નર જનરલ હતો અને તેની રાજ્યપ્રકરણવિષેની અક્કલની અસર દરેક ખાતામાં જોવામાં આવતી. લોર્ડ કાર્નવાલીસે (૧૭૮૬ થી ૧૭૯૩) રાજ્યની બરોબર ગોઠવણ કીધી અને બંગાળામાં "*પરમેનેણ્ટ સેટલમેણ્ટ" કીધું માર્કવિસ ઓફ વેલેસ્લિયે (૧૭૯૮ થી ૧૮૦૫) ટીપુ સુ–

‡ કલકત્તાનો કિલ્લો.

*જમાબંધી ઉઘરાવનારા જે સૂબાઓ હતા તેમને જમીનદારો બનાવ્યા; અને એમ ઠરાવ્યું કે તેઓ પોતપોતાના તાબાની જમીનની ઉપજના આંકડાનો જવાબ દે: અને આ આંકડો હમેશાંના સારૂ એકજ ઠરાવ્યો. તે બિલકુલ કોઇ દિવસ વધારવો અથવા ઘટાડવો નહિ એમ ઠરાવ્યું.

લતાનને હરાવ્યો અને દેશી રાજ્યોને ખરચ લેઈને સહાયકારી ઇંગ્રેજી લશ્કર આપવાની રીતિ ચલાવીને ઇંગ્રેજોની સત્તા આખા દ્વીપકલ્પમાં સર્વોપરિ કરી. *ઔદાર્યવૃત્તિની નીતિદાખલ કરવાનું માન લોર્ડ વિલ્યમ બેંટિકને ઘટેછે. એ નીતિજ હિંદુસ્તાન ઉપર ઇંગ્રેજી અમલનું સમર્થન કરનાર છે એમ સઉનું માનવુંછે. માર્કિવસ ઓફ ડેલ્હાઉસિયે (૧૮૪૮ થી ૧૮૫૬) તેજ નીતિ જુદી રીતે ચલાવી. તેની નજરમાં ઇંગ્રેજી રાજ્ય એટલું બધું સારૂં અને દેશીરાજ્ય એટલું બધું ખરાબ હતું કે દેશીરાજ્ય કહાડીને તેને બદલે ઇંગ્રેજી રાજ્ય દાખલ કરવાની તક બિલકુલ ખોવી ન જોઇયે એમ તે ધારતો. ડેલ્હોઝીના પછી બળવો થયો (મે ૧૮૫૭ થી એપ્રિલ ૧૮૫૯) ને તેને લીધે હિંદુસ્તાનની તવારીખમાં નવોજ ફેરફાર થયો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સત્તા લેઈ લેવામાં આવી અને તે પાર્લામેંટના ઠરાવથી રાજાને સોંપવામાં આવી (ઇ. સ. ૧૮૫૮). ત્યાર પછી ત્યાં રહી રાજ્ય ચલાવનારા ઇંગ્રેજો ઉપર હિંદુસ્તાનનો અપરોક્ષ જુમ્મો વધ્યો. ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે વિક્ટોરિયા રાણીને હિંદુસ્તાનની મહારાણી ઠરાવ્યાનું જાહેરનામું નીકળ્યું. તે જાહેરનામું ઇંગ્લાંડની પ્રજા અને હિંદુસ્તાનની પ્રજાની સાથેનો તેણીનો જુદી જુદી તરેહનો સંબંધ સ્પષ્ટ કરી આપેછે.



*Principles of humanity = મનુષ્યજાતિપર પ્રેમપૂર્વક કલ્યાણ કરવાની ઉદારવૃત્તિ.

## પ્રકરણ ૩.

### હિંદુસ્તાનના રાજકીય વિભાગ.

ઈંગ્લાંડે હિંદુસ્તાનપર રાજ્યસત્તા તરવારના બળથી મેળવેલી છે. ને તે રાજ્યસત્તા હજુસુધી પણ આ શિવાય બીજા કોઈ એ હકનો આધાર ધરાવતી નથી; અને એ આટલા દિવસ ટકી રહી એજ એને લોકોએ માન્ય કરીછે એમ જણાવે છે. જે મૂળ કરારે કરીને માણસ માણસપર રાજ્ય ચલાવે છે તે વિષે અગરતો મનુષ્ય પ્રાણી તરીકે માણસના શા હક છે તે વિષે અમે અહિં તકરાર કરવી દુરસ્ત ધારતા નથી, રાજ્યપ્રકરણમાંતો ખરી વાત શીછે તે આપણે જોવાનું છે. ખરી વાતતો એછે કે હિંદુસ્તાનપર ઇંગ્રેજો નિરકુંશ સત્તા ધરાવે છે. આ નિરકુંશ સત્તા સરકારની કલ્યાણબુદ્ધિને લીધે સહ્ય થઈ રહીછે; તેમજ વળી તે અનેક દ્વારાએ બજવાય છે તેથી તેનું સ્પષ્ટ સ્વરૂપ દીસી આવતું નથી. હિંદુસ્તાન કંઇ એકજ લડાઈથી અથવા કંઈ એકજ તહનામાથી ઇંગ્રેજોના હાથમાં આવ્યું નથી. હિંદુસ્તાનના લોકો કેટલીક રીતે કંપની સરકારને (ને ત્યાર પછી રાણીને) મોગલોના વારસ તરીકે ને તેથી હકદાર મુખ્ય રાજા તરીકે ગણતા આવ્યા છે. આ હક ઉપર કરવી હોય એટલી અતિશયોક્તિ થઈ શકે. પણ તેનો અર્થતો એજ નીકળે કે જીતથીજ રાજ્ય મેળવ્યું છે.

રાજકીય વ્યવહારમાં હિંદુસ્તાનના બે ભાગ કરવામાં આવે છે; (૧) ઇંગ્રેજી રાજ્ય અને (૨) દેશી રાજ્યો. ફકત પહેલા ભાગ ઉપરજ ખુલ્લી રીતે અંગ્રેજો સત્તા ચલાવે છે, ને તેમાં રહેનારા લોકોજ ફકત રાણીની પ્રજા છે. દેશી રાજાઓને કોઈ વખતે માંડળિક રાજાઓ કહેવામાં આવે છે; અને તે નામ ઇંગ્રેજી રાજ્ય સાથે તેમનો

સંબંધ અદ્યાપિ કેવો અનિશ્ચિત છે તે બતાવવાને યોગ્ય છે. તે સંબંધ કેવી રીતનો છે તે નક્કી કહેવું અશક્ય છે. તે સંબંધ જુદીજુદી વખતે અને જુદીજુદી રીતે બંધાયલો છે. કેટલાક બધી રીતે છેક તાબામાં છે ને કેટલાક અડધા સ્વતંત્ર જેવા છે. ઇંગ્રેજો આપણા દેશમાં આવ્યા તે વખતે જે રાજાઓ હતા તેમના વંશજો કેટલાએકતો છે; ને બીજાઓને તો ઇંગ્રેજ લોકોએ નવા બનાવ્યા છે. કેટલાક સાથે જે કોલ કરારો થયેલા છે તે સરખીસત્તાવાળાં રાજ્યો વચ્ચે જેવા થાય તેવી તરેહના છે. બીજા થોડાએક ઇંગ્રેજોને મુખ્ય રાજા ગણીને જાણે તેમની પાસેથી પોતાને જે થોડા હકો છે તેનો પરવાનો લીધો હોય એવી તરેહથી કબુલ થયા છે. ને વળી કેટલાક સાથે તો બિલકૂલ લખેલા કોલ કરાર છેજ નહિ. કોઈ કોઇ ઇંગ્રેજો સાથે યુદ્ધ કરીને તેમાંથી માનભંગ થયા વગર નીકળી આવ્યાછે. કેટલાક ખંડણી ભરે છે, ને કેટલાક બિલકૂલ ભરતા નથી. જેમ રાજ્યપ્રકરણમાં તેમના માન મરતબામાં એકબીજાવચ્ચે ઉપર કહ્યા પ્રમાણે ઘણો ફેર છે, તેમ તેઓના રાજ્યના વિસ્તારમાં ને સત્તામાં પણ ઘણો ફેરછે. જેમકે હૈદ્રાબાદના નિજામના રાજ્યનો વિસ્તાર ૮૦૦૦૦ ચોરસ માઇલનો છે ને તેમાં ૧૦૦૦૦૦૦૦ માણસની વસ્તી છે, ને કાઠિયાવાડના કેટલાક નાના ઠાકોરો ફકત થોડાક વિંઘાં જમીન ઉપરજ સત્તા ધરાવે છે.

પરંતુ દરેક દેશી રાજ્યને જે હકીકત સામાન્ય રીતે લાગુ પડેછે તે આપણે કહેવી જોઇયે. દરેક દેશી રાજા પોતાના મુલક ઉપર કેટલીક સત્તા ચલાવે છે, અને તે સત્તા કોઇના તરફથી મળેલી નથી પણ વંશપરંપરાથી ઉતરી આવેલી છે. ને ઇંગ્રેજી રાજ્યની દેખરેખ ઘણું કરીને દેશી રાજ્યના અંદરના કારભારની બાબતમાં નહિ પણ દેશી તથા ઇંગ્રેજી રાજ્ય વચ્ચેના સંબંધની બાબતોમાં રાખવામાં આવે છે. ને આ પોતાના રાજ્યની અંદરના કારભારની બાબતમાં જે કાંઇ સ્વતંત્રતાનો

અંશ છે, તે નાનામાં નાના રાજાને પણ ઘણો પ્રિય હોય છે. કાઠિયાવાડ એકલામાંજ આશરે બસેં જુદાંજુદાં રાજ્યો છે. ને આખા હિંદુસ્તાનમાં બધાં મળીને હજાર કરતાં પણ વધારે હશે. પણ હાલતો આપણે, જે આશરે વીસ અથવા ત્રીસ મોટાં રાજ્યો છે તેમના બ્રિટિશ સરકાર સાથેના સંબંધની સામાન્ય હકીકત આપવી એ બસછે. દરેકની સાથે જુદાજુદા કોલકરારો થયેલા છે પણ કેટલીક હકીકત તો દરેકને સામાન્ય છે પહેલી વાતતો એછે કે, દરેક દેશી રાજ્યે લડાઇ અથવા સલાહ કરવાનો, તથા માંહોમાંહી અથવા દેશ બહારની કોઈ પણ સત્તાને ત્યાં એલચી મોકલવાનો હક ખોયો છે. સ્વતંત્રતાનું આ એક મોટું ચિન્હતો બ્રિટિશ સરકારજ ધરાવે છે. ને આખા દ્વીપકલ્પમાં શાન્તતા રાખવાનું કામ પણ તેણે પોતાને શિર રાખ્યું છે. બીજું એકે (ફક્ત એક શિવાય) બધા દેશી રાજાઓને અમુક સંખ્યાથી વધારે લશ્કર રાખવાની મના છે; ને કોઇ પણ યુરોપિયનને તે લોકો રજા શિવાય પોતાના મુલકમાં રાખી શકતા નથી. ત્રીજું એકે કેટલીક રીતે તે લોકોએ સારી રાજ્યવ્યવસ્થા ચલાવવી જોઇયે; જેમકે સતી થવા દેવી નહિ, છોકરિયો દૂધપીતી કરવાનો ચાલ બંધ પાડવો વિગેરે. આમ જો ન કરેતો, થોડી મુદત સુધી અથવા હમેશાં સુધી પણ તેમને રાજ્યસત્તાપરથી દૂર કરવામાં આવે. ઈ. સ. ૧૮૩૦ માં મ્હૈસુરના ઉપર જપતી મુકી હતી તે, ને હાલ ઈ. સ. ૧૮૭૫ માં વડોદરાના ગાયકવાડને પદભ્રષ્ટ કર્યો હતો તે ઉપરથી આ વાત ઘણીજ સ્પષ્ટરીતે જણાઈ આવે છે. પણ ઈ. સ. ૧૮૮૧ માં મ્હૈસુરને ત્યાંના હકદાર રાજાને પાછું સોંપી દેવામાં આવ્યું, તથા વડોદરામાં નવો ગાયકવાડ બેસાડવામાં આવ્યો તે પરથી દેશી રાજાઓને સ્પષ્ટ જણાઈ આવશે કે ગેરબંદોબસ્તનું બહાનું કહાડીને કંઇ રાજ્ય ખાલસા કરવામાં આવશે નહિ. વળી ઇંગ્લાંડમાં રાજ્યગાદીને જેમ અમુક માન મળે છે તેમ હિંદુસ્તાનથાં પણ છે. રાજા

ઓને સરકાર તરફથી માન આપવા સારૂં જેટલી તોપો ફોડવામાં આવે છે તેની સંખ્યા પ્રમાણે આ મોટો ને આ એથી નાનો એ જણાય છે. તે લોકો સ્ટ્રારઓફ ઇંડિયા ( હિંદુસ્તાનના તારા )નો ઇલકાબ મેળવવાને ઘણા ખુશી હોયછે, ને તેઓમાંના બેને માત્ર માનનીજ ખાતર ઇંગ્રેજી લશ્કરના સેનાપતિ નીમવામાં આવેલા છે. પહેલા વર્ગના દેશી રાજાઓ ઉપર કહેલી કેટલીક બાબતો સિવાય, બીજી બધી રીતે અધિરાજાના સર્વ હકો ભોગવે છે. તેમને પોતાના રાજ્ય સારૂં કાયદા બાંધવાનો, ફાંશીની શિક્ષા કરવાનો, લશ્કર રાખવાનો, પોતાનુ ચલણી નાણું પાડવાનો, પ્રજા ઉપર કર નાંખવાનો અને એવીજ બીજી બાબતોનો અધિકાર છે. તે લોકોને "રોયલ હાઇનેસ" એવો ઇલિકાબ લખાય છે. ને તેમના ઉપર ઇંગ્રેજી રાજ્યની સાધારણ કોરટોની હકુમત ચાલતી નથી. તેમની સ્થિતિ ઘણી વિલક્ષણછે, ને તેથી તેમનાપર જે અંકુશ રાખવામાં આવે છે તેને લીધે કોઈ કોઇ વખતે તેમના માનને ધક્કો લાગે છે ને તેથી તેમના મનમાં બહુ લાગે છે. પણ એકંદર રીતે જોતાં બ્રિટિશ સરકાર આવવાથી એમના જેટલો કોઇને પણ ફાયદો થયો નથી; તેમજ વળી તે લોકો જેવા ખુલ્લા જણાઈ આવતા વફાદાર બીજા કોઇ નથી.

હિંદુસ્તાનપર રાજ્ય ચલાવવાની સઘળી રીતિમાં જેમ વિલક્ષણતા જોવામાં આવેછે તેમજ બ્રિટિશ સત્તાને દેશી રાજ્ય વચ્ચેનો અન્યોન્ય વ્યવહાર ચલાવવાની રીતિમાં પણ વિલક્ષણતા છે. કેટલાંક મોટાં રાજ્યોને વરિષ્ઠ સરકાર સાથે બારોબાર સંબંધ છે; બીજા કેટલાએકોને જે ઇલાકામાં તેઓ આવેલાં હોયછે ત્યાંના ગવર્નર સાથે સંબંધ હોયછે; ને વળી બીજાં કેટલાંક પાસેના બ્રિટિશ તાલુકાની વ્યવસ્થા કરનાર ઉતરતા દરજ્જાના અધિકારીની દેખરેખ નીચે હોયછે. રાજ્યની આન્તર વ્યવસ્થા કરવાના કામમાં પણ કોઇ ઠેકાણે વધારે ને કોઈ ઠેકાણે થોડો હાથ ઘાલેછે. પણ કેટલાંક નજીવાં સંસ્થાનોને બાદ કરિયે તો સામાન્ય

રીતે કહી શકાય કે રાજ્યની આન્તર વ્યવસ્થા રાજાના નામથી એટલુંજ નહિ, પણ તેનીજ સૂચના પ્રમાણે થાયછે જે મોટી મોટી રાજ્યધાનિયો છે ત્યાં, અને જે જે જગ્યાઓ કેટલાંક નાનાં રાજ્યોની મધ્યમાં આવેલી છે ત્યાં ત્યાં બ્રિટિશ અધિકારી રાખવામાં આવેલો છે. તેને "રેસીડંટ" અથવા "એજંટ" એવું નામ આપવા આવેછે. સઘળું એલચી વ્યવહારનું કામ તેને હાથે કરવાવાં આવેછે. તે એલચીનું તેમજ @અંકુશનું કામ એકજ વખતે કરેછે. સર્વોપરિ સરકારની મહત્તા બરોબર બહાર બતાવવી, ગેરવ્યવસ્થા ન થાય એવી રીતે જાગૃત રહી દેખરેખ રાખવી, અને સુધારાઓને ઉત્તેજન આપવું એ એની ફરજ છે. પણ તે કંઇ સલાહકાર અથવા પ્રધાન તરીકે કામ કરતા નથી. તેની સલાહ પૂછવાની કંઇ જરૂર નથી, ને પોતાની સલાહ માન્ય કરાવવાની તેને કંઇ સત્તા નથી. હિંદુસ્તાનમાં બીજા હોદ્દાઓવાળા માણસને ઘણુંજ વિચારીને કામ કરવાનું હોયછે. દેશી રાજ્યની આબાદી થાય તો તેથી તેને કંઇ સાબાશી મળવાનો સંભવ નથી; પણ તેમાં થતી ગેરવ્યવસ્થાને સારૂ તે કેટલીક રીતે જવાબદારછે.

આ પુસ્તકના બાકીના ભાગમાં, હવે ફકત જે પ્રદેશ બ્રિટિશ સરકારની સત્તા નીચેછે તે વિષેજ લખવામાં આવશે. પણ દેશનું અવલોકન પૂરૂં કરતાં પેહેલાં આપણે કહેવું જોઇએ કે કેટલેક ઠેકાણે ફિરંગિયો ને ફ્રેંચ લોકો રાજ્ય સત્તા ચલાવેછે. ફિરંગીની સાથે ઇંગ્રેજ સરકારને કોઇ દિવસ લડાઈ થઇ નથી; ને દિવ, દમણ, ને ગોવા એ ત્રણ જગ્યાઓ જે તેમના તાબામાં છે તે ઇંગ્રેજી સત્તા આવતા પહેલાંની તેમણે મેળવેલીછે. તે ત્રણે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર છે, ને તે ત્રણેમાં મળીને ૪૦૦૦૦૦ માણસોની વસ્તી છે. ફ્રેંચ લોકોના તાબામાં આથી પણ થોડુંછે. ફકત અસલની વેપારને અર્થે બાંધેલી કોઠિયો, ને તેની આસ-

@ રાજા ઉપર દાબ રાખવાનું.

પાસનાં કેટલાંક ખેતરો તેમના તાબામાં છે. તે બધું એક વખતે ઇંગ્રેજ સરકારે કબજ કરી લીધું હતું, પણ ઇ. સ. ૧૮૧૫ માં તેમને તે પાછું સોંપવામાં આવ્યું. ફ્રેંચનું મુખ્ય શહેર પોન્ડીચરી છે. ને બધી મળીને ફ્રેંચના તાબાની પ્રજાની સંખ્યા ૩૦૦૦૦૦ થી ઓછી છે. જેમ જીબ્રાલ્ટર સ્પેનથી સ્વતંત્રછે તેમજ જે ભાગ ફિરંગી તથા ફ્રેંચ લોકોને તાબે છે એમ કહ્યું તેમના ઉપર ઇંગ્રેજ સરકારનો કાંઇયે અમલ નથી. હવે હકુમત તથા જકાતના કરો વિષે તકરાર ઉઠતી નથી તે બધા લાગતાવળગતાઓને ઘણું સાબાશી ભરેલું છે. ફિરંગી તથા ફ્રેંચ લોકો શિવાય હિમાલય પર્વતથી માંડીને તે ઠેઠ દરિયા સુધીમાં બ્રિટીશ અમલની બહાર છિયે એમ કહેનારી કોઇપણ યુરોપિયન અથવા દેશી સત્તા છે નહિ.



# પ્રકરણ ૪.

## રાજ્યતંત્ર.

બ્રિટિશ હિંદુસ્તાનનો રાજ્યકારભાર ચલાવવો એ ભારે વિકટ કામછે. અત્યાર સુધીમાં કોઇ પ્રજાને માથે એવું ભારે કામ ભાગ્યેજ આવ્યું હશે. રોમન રાજ્યને તાબે બ્રિટિશ હિંદુસ્તાનના કરતાં વધારે મુલક હતો; અને ચીનના રાજ્યની પ્રજાની સંખ્યા કદાચ વધારે હશે ખરી; પણ આ બન્ને ઠેકાણે રાજ્ય કરનારાઓ કંઈ દરિયાની પેલી તરફથી આવેલા પરદેશિયો નથી. સ્પેને અમેરિકામાં આવી તરેહનું રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કીધો પણ તે નિષ્ફળ ગયો. હિંદુસ્તાન ઉપરનું ઇંગ્રેજોનું રાજ્ય તેની પ્રૌઢતા અને ઉદ્દેશની બાબતમાં તો અપૂર્વજ છે. ઇંગ્રેજોએ ઘણાક પ્રસંગે બતાવી આપ્યું છે તે પ્રમાણે તેઓ યુદ્ધ કરવામાં સઉથી વધારે પ્રવીણ છે એમ જો આપણે કબુલ કરિયે તો હિંદુસ્તાન જેવા મોટા દેશપર પણ તેઓ આયુધબળવડે જુલમી રાજ્ય ચલાવી શકે એ વાતમાં કાંઇ મુશ્કેલ લાગતું નથી. જીતેલા મુલકો પાસેથી ખંડણી લેવી એમાં કાંઇ નવીન વાત નથી, પણ એક મુઠ્ઠીભર પરદેશી રાજ્યકર્તાને નિઃસ્વાર્થ ધોરણ ઉપર રાજ્યપધ્ધતિ બાંધતાં ઇતિહાસમાં આપણે કોઇપણ ઠેકાણે જોયા નથી. આવા રાજ્યના ઉપર ટીકા કરનાર માણસને ઝીણીઝીણી ઘણી બાબતોમાં ભૂલ કહાડવાનાં કારણો મળી આવે, પણ તેની સામાન્ય રાજ્યનીતિ અને તે રાજ્યનીતિ ચલાવનારાઓનું ફરજ બજાવવામાં ચુસ્તપણું જોઇને આપણને સાનંદાશ્ચર્ય થયા વગર રહેતું નથી.

હિંદુસ્તાનમાં જે ઇંગ્રેજી રાજ્યતંત્ર શરૂઆતમાં ઘણો સહેલો હતો તે હવણાંહવણામાં ઘણોજ ગુંચવણ ભરેલો થઇ પડયોછે. આવી રાજ્યનીતિના પર્યાલોચનમાં રસ પડ્યા વગર રહેજ નહિ; કારણ કે પૂર્વના

લોકોમાં પશ્ચિમના લોકોના વિચારો દાખલ કરવાનો તથા બાહ્યઉપાયોથી કોઇપણ પ્રજાને ચઢતી કેળવણીને રસ્તે ચડાવવાનો આ મોટો પ્રયત્ન પહેલવહેલોજ છે. આમ કરવામાં બધી તરફથી અડચણો નડેજ. જે રસ્તો સહેલામાં સહેલો દેખાય તે ઘણી વખતે ઘણો નુકશાન ભરેલો થઈ પડે. સઘળીએ અનુભવની આધાર રાખવા લાયક વાતો કોરે રહેછે, તે કાંઇયે કામમાં આવતી નથી, કારણ કે ઇંગ્રેજોએ આ બાબતમાં એક કેવળ નવીનજ કામ માથે લીધુંછે. તેમના પહેલાં કોઇયે એવું કામ માથે લીધું નથી કે જે ઉપરથી તેઓને તે રસ્તે કાંઇકે મદદ મળે. તેમજ કામ કેવળ નવતરજ હોવાથી તે બાબતમાં અહિં લોકમત પણ કાંઈ બંધાયો નથી કે તેઓને ભુલચૂક કરતાં ચેતાવ્યા કરે અથવા તે સારા કામમાં તેમને ઉશ્કેર્યા જાય. કોણ જાણેછે કે તેઓ જે બધું કરેછે તે ધૂળપર લીંપણ જેવું થઈ નહિ પડે? અથવા કોણ જાણે તેઓ જે કરેછે તેને લીધે જૂના રિવાજને પકડી રહેનારા આપણે બધા પશ્ચિમની કેળવણીથી બદલાઇને એક નવીન પ્રજા બનતા હઇશું!!! પણ કદાચ એમ બને કે કોઇ દિવસ અણધાર્યો દુષ્ટ પરિણામ આવી પડે તેને લીધે તેઓ જે કરેછે તે બધું ઘસડાઈ જાય અને હિંદુસ્તાન અગણિત સૈકાઓથી જેવું ચાલ્યું આવ્યું હતું તેવું પાછું બની જાય !!!

આપણે અહિં "રાજ્યતંત્ર" એ શબ્દમાં જે અર્થનો સમાવેશ થાયછે તેમાં ને ઇંગ્લાંડમાં એ શબ્દથી જે સમજવામાં આવેછે તેમાં ફેર છે. ઇંગ્લાંડમાં રાજ્યતંત્ર રાણી ચલાવેછે એટલે પ્રધાનમંડળ ચલાવે છે. ત્યાં તો સાર્વલૌકિક કામ પ્રજા હસ્તકજ થાયછે. જે બાબત સાર્વલૌકિક છતાં એ રાજ્યતંત્ર સાથે નિસબત ધરાવેછે તે બાબતમાં હાલમાં પ્રધાનમંડળ હાથ ઘાલેછે. પણ તેમાં તે પ્રજાહસ્તકજ કામ થવા દેછે પોતે તો દેખરેખજ રાખેછે. હિંદુસ્તાનની અંદર તો કેવળ સાંસારિક કામ શિવાય, બીજું બધું લોકોને લગતું કામ અમલદારોનાજ હાથમાં

છે આપણામાં citizen (પૌરિક) એ શબ્દનો ખ્યાલ નથી. આપણે સાર્વલૌકિકકામમાં સમજતા નથી. અહિંના માણસો કેવળ અસંહતછે. તે જુદી જુદી વ્યકિતના ટોળાને દોરનાર એક ①નિર્વહણિક અમલદાર હોયછે.

અસલથી કાંઇ આવી રીતિ નહોતી. આશરે સોએક વરસ ઉપર ઇંગ્રેજોએ જ્યારે રાજ્યકારભાર માથે લીધો ત્યારે લોકોની સ્થિતિ ઘણી સાદી અને રાજ્યતંત્ર ઘણો સરળ જોવામાં આવ્યો. પટેલ, મુખી અને ગામના મહાજનથી ગામની ખેતીની અને લોકોપયોગી કામની વ્યવસ્થા બરોબર થયાં જતી. બાકીની બાબતમાં તેમને માથે મુસલમાનીનો વહીવટ ચાલતો. મુસલમાન રાજ્ય ફકત બેજ કામ કરતું. એક તો વસુલાત ઉઘરાવવી અને બીજુ ફોજદારી હકુમત ચલાવવી. આ શિવાયનું રસ્તા બાંધવાનું, તળાવો ખોદાવાનું વગેરે લોકોપયોગી કામ તો કોઇ પૈસાદાર વેપારી પણ કરતા તે કાંઇ રાજ્યને માથે નહોતું. ઇંગ્રેજોને આવી સરળ રાજ્યરીતિ ફેરવવાની કાંઈ પહેલેથી મરજી નહોતી. તે ચાલવા દેવી એવી કલાઇવે પુખ્ત વિચાર કરીને પોતાની ઇચ્છા જણાવેલી છે. પણ જ્યારથી વસુલાત ઉઘરાવવાનું અને ઇનસાફ આપવાનું કામ યૂરોપિયન અમલદારને સોંપવાની જરૂર પડી, તે વખતથી અસલની સરળતા જતી રહી. લોકોને બને ત્યાં લગી પોતાનું કામ ઉપાડી લેવાદેવાના ઘણા ઘણા વિચિત્ર પ્રયત્નો કરવામાં આવ્યા. બંગાળાનું "પરમેનેણ્ટ સેટલમેણ્ટ" એ આવા પ્રયત્નનો એક દાખલો છે. પણ આસપાશની હકીકતોને લીધે આ બધાય યત્નો નિષ્ફળ ગયા. આ સૈકાની હિંદુસ્તાનની વાસ્તવિક તવારીખ જોઇયે તો લોકોના હિતને માટે બની સત્તા પોતાના હાથમાં લેવાના ઇંગ્રેજોના ઘણા પ્રયત્નો માલમ પડશે.

①નિર્વહણિક અમલદાર = Executive officer તેમજ નિર્વહણિક કોન્સિલ = કાયદાના આધારે રાજ્યતંત્ર નભાવનારી કોંસીલ = Executive Council નિર્વહણિક કામ = Executive work વગેરે.

આમ થવાનું મુખ્ય કારણ એ છે કે રાજ્ય ચલાવનારા ઇંગ્રેજોના મનમાં પોતાની ફરજો બજાવવા વિષે મોટા વિચારો રહ્યાછે. તેઓએ હિંદુસ્તાનના લોકોની સહેજ સુધરેલી સ્થિતિને ઇંગ્લાંડના લોકોની સુધરેલી સ્થિતિ સાથે સરખાવવાને બદલે પોતાના મનથી જેવી શ્રેષ્ઠ સુધરેલી સ્થિતિ હોવી જોઇયે તેનું ધોરણ લઇ તેવીજ સ્થિતિયે હિંદુસ્તાનના લોકોને લાવવાનો પ્રત્ન કરવા માંડ્યો; તેથી હિંદુસ્તાનના સઉથી ઉત્સાહી યૂરોપિયન સુધારકોએ, લોકોને હાથે નહિ કરવા દેતાં દરેક બાબતમાં રાજ્યે હાથ ઘાલવો, એવો મત બતાવ્યો. મદ્રાસમાં "મનરો,"વાયવ્ય પ્રાંતોમાં "ટામસન," પંજાબમાં "જોનલારેન્સ," અને 'આખા દ્વિપકલ્પમાં બંને "સ્ટ્રેચિયો"એ રાજ્યકર્તાને માથે દરેક કામની ફરજ નાખીને લોકોની સ્થિતિ સારી કરવાનો પ્રયત્ન કર્યો. આમ કરવાથી ધીમે ધીમે એવું થયું કે હિંદુસ્તાનનો રાજ્યતંત્ર એવો ગુંચવણ ભરેલો થઇ પડયોછે કે તેમાં કોઇને સમજણ પણ પડે નહિ. તે માથે લેવો એ ઘણું જોખમ ભરેલું થઇ પડ્યું. લોકો પશ્ચિમમાં પ્રસરેલા સુધારાને આધારે બાંધેલી રીતિયોને પસંદ કરવાની સ્થિતિયે પહોચે તે પહેલાં તે રીતિયો આ પૂર્વના દેશમાં દાખલ કરવામાં આવીછે. આથીકરીને અમલદારોનાં કામ વધી પડવાને લીધે તેઓ ગભરાઈ જાયછે; તેમ છતાં તે બજાવવામાં લોકો તેની દાઝ જાણશે એવી એ એમને હુંફ રહેલી નથી.

ઇંગ્લાંડમાં જેમ "શાયરો" છે, અને ફ્રાંન્સમાં જેમ "ડીપાર્ટમેણ્ટો" છે તેવીજ રીતે હિંદુસ્તાનમાં જીલ્લાઓ છે. પણ જે પ્રમાણમાં યુરોપના રાજ્યો કરતાં હિંદુસ્તાનના રાજ્યને લગતી ફરજો વધારે છે તેજ પ્રમાણમાં જીલ્લો તેને મળતા આવતા જે બે ભાગોનાં નામ કહ્યાં તેનાથી વધારે અગત્યનો છે. જીલ્લા અને જીલ્લાના અમલદારને લગતી બધી હકીકતો આપણે જાણી શકિયે તો હિંદુસ્તાનના રાજ્યને લગતી બધી હકીકત આપણે જાણી એમ કહેવાય. પ્રથમતો જીલ્લા જેવા ભાગો

કાંઇ દેશી વખતમાં હતા નહિ; એતો ઇંગ્રેજી રાજ્યેજ કરેલા છે. જોકે જુદા જુદા જીલ્લામાં જમીન અને વસ્તી એક બીજાથી વધારે ઓછી છે તો પણ દરેક જીલ્લો એક અમલદારના તાબામાં હોય છે. એ અમલદાર નિર્વહણિક સત્તાના સમગ્ર અધિકાર ધરાવે છે. ઇનસાફી સત્તા હમેશાં બીજાને હાથ સોંપવામાં આવે છે. ઉપર કહેલા નિર્વહણિક અમલદારને "કલેકટર" અથવા "ડેપ્યુટી કમિશ્નર" એવું નામ આપવામાં આવેલું હોય છે. તે પોતાના ઇલાકાના " ગવર્નર " ને અગર પોતાના ઉપરી " કમિશ્નર " ને જવાબદાર છે. તેના હાથ નીચે તેને મદદ કરનારા નોકરો વધારે હોય કે ઓછા, પણ પોતાના જીલ્લામાં તે બ્રિટિશ રાજ્યસત્તાનો પ્રતિનિધિ છે. તેના નામ ઉપરથીજ જણાય છે કે "કલેકટર" નું મુખ્ય કામ વસુલાત ઉઘરાવવાનું છે. મુસલમાની રાજ્યની માફક, બેસતા અમલમાં ઇંગ્રેજી રાજ્યનું પણ વસુલાત ઠરાવવાનું અને ઉઘરાવવાનુંજ કામ હતું; તે વખતથી આ અમલદારનું નામ કલેકટર પડી ગયેલું જણાય છે; જમીનને લગતા જે બધા ઠરાવો કરવામાં આવ્યાછે ( જેને વિષે આપણે આગળ કહીશું ) તેને લીધે વસુલાત ઉઘરાવવી એતો કલેકટરનું સહેલામાં સહેલું કામ થઈ પડયું છે. પણ જમીન તરફથી અગર બીજી ગમે તે દ્વારાએથી આવેલી પોતાના જીલ્લાની વસુલાત કલેકટરને હસ્તેથીજ સરકારમાં જાય છે. તથી ફરીને પોતાના જીલ્લાની જમીનોને લગતી બધી રીતિયો કલેકટરોએ જાણવી જોઇયે અને તે બરોબર જાણવાને એક આખી જીંદગાની જેટલો વખત જાય. વળી તેણે હિસાબી કામપણ સહેજ જાણવું જોઇયે. પણ હજી એનું એક કામ ગણાવવું રહી ગયું છે કે જેને લીધે તેને કલેકટર અને ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ કહે છે. તે બે તરેહનું હોય છે. એકતો એકે નાના પ્રકારનું નિર્વહણિક કામ કરવાનું તે અને બીજું એકે ઇનસાફની બાબતમાં નાના ગુન્હાઓ સંબંધી પોતે બધું કામ ચલાવવું, (જેના ઉપર

અપીલ ચાલતી નથી ) અને ભારે ગુન્હાઓને સારૂ થોડી ઘણી પ્રાથમિક તપાસો કરવી. આ ઉપરાંત ત્રીજા પ્રકારનો અખત્યાર કલેક્ટર તરીકે વસુલાતની બાબતમાં છે. તેને મદદ કરવાને સારૂ જીલ્લાના પ્રમાણમાં વધારે અગર ઓછા ડેપ્યુટી કલેક્ટરો અને આસિસ્ટંટ માજીસ્ટ્રેટો હોય છે. આ લોકો કલેકટરને માથેથી ઘણો ભાર ઓછો કરે છે પણ તેની જોખમદારીમાં કાંઇ ભાગ લેતા નથી.

ઇંગ્લાંડમાં રાજ્યબંધારણમાં જે કંઇક નવીન સુધારા કરવામાં આવે છે, તેનું વલણ રાજ્યકર્ત્તાની સત્તાપર લોકોનો અંકુશ વધારવા તરફ છે પણ હિંદુસ્તાનમાં રાજ્યતંત્રમાં જે કંઇ ફેરફાર કરવામાં આવે છે તેમાં રાજ્યઅમલની સત્તા વધારવા તરફનું વલણ હોય છે. એમ થતાં અટકાવવાની આ બન્ને ઠેકાણે શરૂઆત થઈ છે પણ હજુ ચાલતી રીતિ બરોબર અટકી નથી. હિંદુસ્તાનમાં પહેલેથીજ કલેકટર નિરંકુશ રાજા જેવો છે. યુરોપિયન કેળવણિયે કરીને તેનામાં ચાલાકી રહેલી હોય છે તેમજ લોકકલ્યાણવૃતિ જોવામાં આવે છે. અસલના વખતમાં તે ઘણા વરસો લગી પોતાના જીલ્લામાં રહેતો અને રાજ્યના મથકથી ઘણે છેટે પડતો તેથી હરકાંઇ કામ તેનીજ પ્રેરણાને અનુસરીને થતું; વસુલાત અને માજીસ્ટ્રેટના હોદ્દાને લગતુ જરૂરી કામ કંઈ વધારે નહોતું. આ શિવાય બીજા કામમાં પોતાની જાતની હાલચાલ કરવી તે પોતાની ખુશીની વાત હતી. આટલા બધા નીમેલા કામ ઉપરાંત કલેકટરો વળી દેશ સુધારાના કામો કરી પોતાના જીલ્લાને પહેલાં કરતાં સારી સ્થિતિમાં મુકતા ગયા એ સાબાશી ભરેલું છે. પણ હાલ હિંદુસ્તાનની અંદર રાજ્યકર્ત્તાની ફરજોને લગતા નવા વિચારોને લીધે, કલેકટરની સ્થિતિમાં કેવળ ફેરફાર થઈ ગયો છે. હવે તે પોતે નિરંકુશ રાજા જેવો નથી પણ નિરંકુશ રાજ્યતંત્રનો એક અવયવ છે. જે વાતો તે પેહેલાં પોતાની ખુશી હોય તો કરતે તે હવે

તેના હોદ્દાની ફરજજ ગણવામાં આવે છે. જે રાજ્ય પ્રકરણિક કામ ઇંગ્લાંડમાં જુદાં જુદાં બાર ખાતાંના માણસો મળીને પણ ભાગ્યેજ કરે છે તે બધું અહિં તેણે એકલાએ કરવાનું છે. તેના ઉપર કામકાજનો બોજો એટલો બધો વધી પડયો છે કે, તે જાતની હાલચાલથી કાંઇ નવું કરી શકતો નથી. કલેકટર ફકત પોતાના ઉપરિયાનો હુકમ બજાવ-વાનું તથા પોતાના જીલ્લાની સ્થિતિની નોંધ રાખવાનું હથિયાર છે. સરકારને જે કાંઇ કરવું હોય તે કરવાનાં સાધનો કલેકટરે પૂરાં પાડવાં જોઇએ. સરકારને જે કાંઈ જાણવું જોઈયે તેની ખબર કલેકટરે કહાડી લાવવી જોઇયે. એક તરફથી જોતાં તે જીલ્લાનો રાજ્યતંત્ર ચલાવનાર છે અને બીજી તરફથી જોતાં તે ફક્ત કારકુનોનો ઉપરીજ છે. પોલીસ, કેદ-ખાનાં, નિશાળો, રસ્તાઓ, મ્યુનિસિપાલિટિયો, વિગેરે જે કાંઇ પશ્ચિમની કેળવણીનાં જરૂરી સાધનો છે તે બધાનો જોખમદાર તે છે. વળી પોતાના જીલ્લાને લગતી દરેક બાબત જેવી કે તેમાં વસતા લોકોની ન્યાતો, તેમાં થતા પાકો, તેમાંની જમીનને લગતી રીતિયો, તેની કારી ગરિયો, તેનો વેપાર, તેનાં જંગલો અને તેમાં થતાં જંગલી પશુઓ વિગેરે તેણે જાણવી જોઇયે. આમાંની કોઇપણ બાબત ઉપર, થોડી મુદતમાં તેઓને સવિસ્તર હકીકત મોકલવાનું ફરમાવવામાં આવે. હિંદુસ્તાનના કલેકટરના હોદ્દા જેવું જોખમ અને અતિશય કામ બીજા કોઈપણ હોદ્દામાં નથી.

રાજ્યતંત્રને પહેલે છેડે ગવર્નર, અને તેની સેક્રેટરિયટ છે. પ-ના કલેકટરોને જે કાંઈ નવીન કરવાનો અખત્યાર હતો તે હવે ઘણો એ ગવર્નર પાસે ગયો છે. ઇંગ્લાંડમાં કલેકટર જેવો હોદ્દો નથી, ને ગ-વર્નરવા તો હોયજ શાનો? ગવર્નરથી માંડીને તે ઠેઠ ડેપ્યુટી કલેકટર સુધી ન્ય કારભારની વ્યવસ્થાની દેખરેખ સખત અને સદાયે જાગ્રત છે. દેશની અંદર જીલ્લો જેમ નાનામાં નાનો ભાગ છે તેમ પ્રાંત

અગર ઇલાકો મોટામાં મોટો ભાગ છે. એકજ ફોજદારી કાયદો અને દિવાની અને ફોજદારી કામ ચલાવવાની રીતના. ઘણીખરી બાબતમાં મળતા આવતા કાયદા આખા દેશમાં ચાલેછે ખરા, પણ નિર્વહણિક પદ્ધતિ દરેક પ્રાંત કે ઇલાકામાં જુદી તરેહની છે. હિંદુસ્તાનના જે જુદા જુદા પ્રાંતો પાડવામાં આવ્યા છે તેમાંના ઘણાખરામાં પ્રાંતભેદ કોઈ કોઇ વખતે સ્થાનિક ઇતિહાસ, વસ્તી, અને કુદરતી ગોઠવણમાં પણ ફેરફાર જોવામાં આવેછે. તે પ્રાંતોની રચના જુદી જુદી વખતે ઇંગ્રેજો જેટલો જેટલો ભાગ જીતતા ગયા તેને અનુસારે છે. તેથી તે દરેકમાં ચાલતી રાજ્યનીતિમાં કાંઇક કાંઇક ફેર છે, અને તે ફેર જમીનને લગતા ધારાઓમાં સ્પષ્ટ જણાયછે.

જો કે ગવર્નરને મદદ કરવાને કોન્સીલ છે, અને તે પોતે ગવર્નર જનરલના તાબામાં છે, તોપણ તે વહીવટથી તો આપઅખત્યારીજ છે. તેની જાત ઉપરજ આખા પ્રાંતની રાજ્યનીતિનો આધાર રહેછે. તેમજ સુધારાને ઉત્તેજન મળવાનો કે સુધારો મંદ પડવાનો આધાર પણ તેનીજ જાત ઉપર રહેછે. હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની નોકરી કરતો માણસ આથી વધારે ભારે જગો મળવી શકે નહિ. તે હોદ્દાને લગતાં કામકાજ એટલાં બધાંછે કે, કીર્તિની ઘણી તૃષ્ણા રાખનારા માણસની તૃષ્ણા પુરી પડે. કારણકે પહેલાં (એટલે બેસતા અમલમાં) કલેકટર જે સત્તા ધરાવતો તે હવે ગવર્નરના હાથમાં ગયેલી છે. ને તેમાં વળી ગવર્નરનો હોદ્દો તો તેનાથી કયાંએ ચઢતો છે ને કયાંએ વધારે ભાગ સુધી પહોચતો અમલ છે. જો કે બહુ ફેરફારો કરવા તેના હાથમાં નથી તોપણ રાજ્યકારભારને લગતા એવા નાના ફેરફારો તેના હાથમાં છે કે જેના ઉપર લાખો માણસોના સુખ દુઃખનો આધાર રહે.

રાજ્ય કેવું દિનપરદિન કેંદ્રાભિસારી થતુ જાયછે તે—તેણે કરીને સેક્રેટરિયટનું ખાતુ જે વધારે વધારે જામતુ જાયછે તે ઉપરથી—જણાશે.

ગુંચવણ ભરેલા રાજ્યતંત્ર ઉપર દેખરેખ રાખવાનાં સાધનો સેક્રેટરિયો છે. તે લોકો ગવર્નર-સાહેબના હાથપગ છે. તેઓની મારફત જીલ્લાના અમલદારો ઉપર તે હુકમો મોકલેછે. અને જે બધા મોટા મોટા રિ-પોર્ટો જીલ્લાના અમલદારો કરેછે તે બધા તેમની પાસેજ આવેછે. તેઓ રાજ્યના મથકમાં રહી રાજ્યકાજના ભડમાં ઘૂમતા છતાં પ્રજાની સાથે સંસર્ગમાં આવતા નથી ને રાજ્ય ચલાવવામાં જાતે કાંઈ પડતા નથી.



## પ્રકરણ ૫.

### રાજ્યબંધારણ.

રાજ્યતંત્રનો ટુંકો હેવાલ આપણે આપીગયા. હવે બહારથી જોતાં દીસીઆવતું રાજ્યકારભારનું સ્વરૂપ વર્ણવીશું. આ રીતિ લોકોને સુગમ પડશે એમ અમારા સમજવામાં છે. કારણકે લોકો પોતાના જીલ્લાના અમલદારને તો બરોબર ઓળખેછે; અને પોતાના ઈલાકાના ગવર્નર વિષે પણ તેઓ કાંઇક જાણેછેઃ તથાપિ હિંદુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચેના સંબંધ વિષે તથા નિરંકુશ રાજ્યસત્તા જે જે અંકુશોવતી ઓછી કરવામાં આવેછે, તે વિષે તો તેઓ અજાણ હોયછે.

હિંદુસ્તાનનું રાજકીય બંધારણ પાર્લામેંટના એક પછી એક થએલા ઠરાવો ઉપર બંધાયલુંછે. તેમાં જે ઠરાવ પ્રમાણે ઈ.સ. ૧૮૫૮માં કંપની પાસેથી રાજાના હસ્તકમાં રાજ્ય સોંપવામાં આવ્યું એ મુખ્યછે. તે ઠરાવમાં એવું નક્કી કરવામાં આવ્યુંછે કે માહારાણી પોતાના એક મુખ્ય સેક્રેટરી ઓફ સ્ટેટની માર્ફતે પોતાના નામથી હિંદુસ્તાનનું રાજ્ય ચલાવે. તે સેક્રેટરીને મદદ કરવાને એક કૌન્સીલ અથવા સભા હોવી જોઇએ. સેક્રેટરી ઓફ સ્ટેટ માહારાણીના પ્રધાનમંડળમાં હોયછે અને બ્રિટિશરાજ્યના બંધારણની રૂઇયે પાર્લામેંટની બે સભામાંથી ગમતે એકમાં તે સભાસદ તરીકે બેસેજ અને એ જે સભામાં બેસે તેનાથી બીજી સભામાં તેનો અન્ડર સેક્રેટરી બેસે; આ રીતે તેઓ પાર્લામેંટને જવાબદાર રહેછે. દરેક વરસ હિંદુસ્તાનનું* બજેટ આમની સભામાં તપાસવામાં આવેછે. પણ ઇંગ્લાંડના બજેટની દરેક વિગતને સારૂ મત લેવામાં આવેછે તેવી રીતે આ બજેટમાં કરવામાં આવતું નથી. બીજી ઘણી બાબતો ઉપરથી સાફ જણાઇ આવેછે કે, ઇંગ્લાંડની પાર્લામેંટ હિં-

*હિંદુસ્તાનની આયપત તથા ખરચના આડસટ્ટાનો હિસાબ.

દુસ્તાનના ઉપર સર્વોપરિ સત્તા ધરાવે છે. જો કે હિંદુસ્તાનમાં ચાલતા કાયદાઓ હિંદુસ્તાનમાંની કૌન્સીલો બાંધેછે,તોપણ કેટલીએક બાબતો ઉપર તો પાર્લામેંટજ ઠરાવ કરેછે; જેમ કે હિંદુસ્તાનની સરહદની બહાર ચાલેલી લડાઇયોનું ખરચ હિંદુસ્તાનને માથે નાખવું વગેરે. અને કોઇ કોઈ વખતે હિંદુસ્તાનના રાજ્યબંધારણના કેટલાએક ભાગોમાં ફેરફાર કરવામાં પાર્લામેંટ અખત્યાર વાપરેછે.

કાયદાના શબ્દાનુસારે તો હિંદુસ્તાનપર સર્વોપરિ સ્વતંત્ર અખત્યાર ભોગવનાર સેક્રેટરી ઓફ સ્ટેટ છે. કારણ જો કે મહારાણી રાજ્યની ઉપરી છે તથાપિ તેને એ પ્રધાનદ્વારાએજ બધું કામ કરવાનું છે. ખરૂં જોતાં આખી પ્રધાનમંડળીને માથે એ બાબતનું જોખમ છે. ગવર્નર જનરલની નીમણુક હિંદુસ્તાનનો સેક્રેટરી નહિ પણ ઇંગ્લાંડનો વડો પ્રધાન કરે, એ એક વિલક્ષણ ધારો છે; વળી તેવોજ બીજો વિલક્ષણ ધારો એ છે કે હિંદુસ્તાનના લશ્કરનો સેનાધિપતિ ઇંગ્લાંડના સેનાધિપતિનેજ તાબે ઠરાવવામાં આવેલો છે; આવી બીજી પણ વિલક્ષણતા બહુ જોવામાં આવેછે.

સેક્રેટરી ઓફ સ્ટેટને મદદ કરવાને સારૂં પંદર સભાસદોની એક સભા છે. પાર્લામેંટના જે ઠરાવથી સેક્રેટરી ઓફ સ્ટેટની જગા કહાડવામાં આવીછે તેજ ઠરાવની રૂઇયે આ સભા પણ બંધાઈ છે. આ લોકોએ ગમે તે દ્વારાએ હિંદુસ્તાન વિષેનો અનુભવ મેળવેલો હોવો જોઇયે. તેઓની નીમણુક દસ વરસ સુધી ચાલે છે અને દરેકને ૧૨૦૦ પૌંડનો (૧૨૦૦૦ રૂપિયા)નો પગાર મળેછે. દરેક માણસને કામ સરળ થવાસારૂં એકેક ખાતું સોંપી આપેછે. આવી રીતે સેક્રેટરીને માથેથી તેઓ રાજ્યકારભારનો ઘણોક બોજો લેઇ લેછે. પણ તેઓને કાંઇ જુંમા નથી. પ્રધાનટોળી બદલાવાની સાથે તેઓની નીમણુક કાંઇ બદલાતી નથી. પાર્લામેંટની એક સભામાં પણ તેઓ સભાસદ હોવા જોઇયેજ એમ જ-

રૂરનું નથી. બધું જોખમ સેક્રેટરીને શિર છે. તેથી ઘણી જરૂરની બાબતોમાં, પોતાની કૌન્સીલના મતોને નહિ ગણકારતાં પોતાની મરજી મુજબ કરવાનો તેને હક છે. આવી વખતે તે સભાસદોને પોતે વિરૂદ્ધ મતના હતા એવી નોંધ રખાવવાનો હક છે.

હિંદુસ્તાનનો ગવર્નર જનરલ પણ આવી તરેહનો કેટલોક સ્વતંત્ર અખ્ત્યાર ભોગવેછે. પણ જોકે એક રીતે જોતાં ગવર્નર જનરલ મહારાણીનો પ્રતિનિધિ છે, તોપણ બીજી રીતે તે સેક્રેટરી ઓફ સ્ટેટના તાબામાં છે (આવી તરેહની વિલક્ષણતા આયરલાંડના રાજ્યબંધારણમાં પણ છે. જો કે ત્યાંનો વાઇસિરોય બધી બાબતમાં રાજાના જેટલોજ અમલ અખત્યાર ભોગવેછે તોપણ જોખમ બધો સેક્રેટરીને માથે રહેછે.) હિંદુસ્તાન ઉપર મોકલાવેલો દરેક હુકમ સેક્રેટરી ઓફ સ્ટેટની સહીનો જોઇયે અને હિંદુસ્તાનને લગતી જે કાંઈ બાબત ઇંગ્લાંડમાં કરવાની હોય તેમાં તો વાઇસિરાયનું નામ પણ દેવામાં આવતું નથી. ટુંકામાં કહિયે તો વાઇસિરોયનો અખત્યાર પોતાને સોંપેલા મુલકમાંજ છે અને તે સત્તા સ્વયંકલ્પિત નથી પણ સોંપેલીજ છે.

વાઇસરોયને પણ મદદ કરવાને સારૂં પાર્લામેંટના ઠરાવ પ્રમાણે બે કોન્સીલો છે. એક કોન્સીલ રાજ્યનો અમલ કરવા સારૂં છે અને બીજી ફકત કાયદા બનાવવા સારૂં છે. વાઇસરોય હરેક કામ પોતાની કોન્સીલ દ્વારાએ કરેછે. એટલે તે સ્વતંત્રઅખત્યારી છે તેમ જણાઇ આવતું નથી. તેના હોદ્દાને લગતું દરેક કામ, કાંતો નિર્વહણિક કે કાંતો કાયદા બનાવવાનું, ગવર્નર જનરલ અને તેની કોન્સીલે કર્યું એમ લખવામાં આવેછે. પોતાની કોન્સીલ વગર વાઇસરોય એક સાધારણ માણસ જેવો છે. તે તેની કોન્સીલમાં હોય ત્યારે તે અખત્યારી થાયછે. આમ છે તો પણ તેને સ્વતંત્ર સત્તા પણ છે. વોર્ન હેસ્ટિંગ્સના વખતમાં હરકતો પડી ત્યારથી વાઇસરોયને પોતાની કોન્સીલના મતને નહિ ગણતાં જરૂરિયાત

બાબતમાં ( પછી ગમે તો તે કાયદાસંબંધી હો કે નિર્વહણિક હો) આપ અખ્ત્યાર ધારણ કરવાનો અધિકાર મળેલો છે. તે પ્રમાણે,દાખલા પણ છેલ્લા થોડા વરસમાં બનેલા છે.

૧નિર્વહણિક કૉન્સીલ, સો વરસ ઉપર કંપની સરકારની જે કૉન્સીલો હતી, તેને અનુસારે ચાલી આવીછે; ઈ. સ. ૧૭૭૫ ના "રેગ્યુલેટિંગ ઍક્ટ"થી પાર્લામેંટે તેને મંજુર કરીછે. આ સભામાં છ કૉન્સીલરો છે તે સભાસદો નીમાયલા હોય તે રૂપે ત્યાં બેસેછે; સાતમા કૉન્સીલર તરીકે સેનાધિપતિ હોયછે તે પોતાના હોદ્દાના અધિકારે ત્યાં બેસેછે. આ લોકની નીમણુક વાઈસરૉયને હાથ નહિ પણ સેક્રેટરી ઑફ સ્ટેટને હાથ હોયછે. આમાંનો એક તો ઇંગ્લાંડમાં અનુભવ મેળવેલો બારિસ્ટર યાતો કાયદા જાણનારો માણસ જોઈયે. બીજો વસુલાત વિષેની માહિતીવાળો જોઈયે તે કોઈ વખત ઇંગ્લાંડથી મોકલવામાં આવેછે. બાકીના બીજા હિંદુસ્તાનના મોટા અમલદારો જોઇયે; તેઓ આ હોદ્દાની સાથે બીજી કોઈ જગ્યા ભોગવી શકે નહિ. આ બધાને "આનરેબલ" કહેવામાં આવે છે* વાઈસરૉય પોતાના હોદ્દાને લગતું જે કાંઇ કામ કરે તે સપ્રમાણ થવાને સારૂં, તે કરતી વખતે આ કૉન્સીલ અથવા તેમાંના કેટલાએક સભાસદો હાજર હોવા જોઈયે. આ સભા મળેછે તેમાં લોકોને જોવા આવવા દેતા નથી. દેશમાં અને પરરાજ્ય સાથે ચલાવવાની રાજ્યનીતિ વિષે વિચાર કરી નિર્ણય કરવાનું, અને કાયદા બનાવનારી કૉન્સીલને સારૂં કામ તૈયાર કરી આપવાનું આ કૉન્સીલનું મુખ્ય કામ છે.

કાયદા બનાવનારી કૉન્સીલમાં પણ, ઉપલી કૉન્સીલના માણસોજ

---

૧૪૦ મા પાનાની નોટ જુઓ.

*જેમ મુનસફ, મામલતદાર, ડેપ્યુટી, વગેરેને રાવ સાહેબ વગેરે ખિતાબ મળેછે ને તે હોદ્દા ઉપર હોય ત્યાં સુધી રહેછે, તેવીજ તેરેહનો આ ખિતાબ પણ છે.

સભાસદો હોયછે; અને તે શિવાય બીજા છથી માંડીને તે બાર સુધી સભાસદો નીમવામાં આવેછે. આ વધારાના સભાસદોને પણ "આનરેબલ"નો ખિતાબ લખવામાં આવેછે. આ લોકોની નીમણુક, વાઇસરૅાય, મોટા અમલદારોમાંથી, બીજા ઇંગ્રેજી રહેવાશિયોમાંથી, અને દેશી લોકોમાંના પ્રખ્યાત માણસમાંથી કરેછે. જે ઇલાકામાં આ સભા મળે ત્યાંનો ગવર્નર પોતાના હોદ્દાને લીધે તે વખત સભાસદ તરીકે બેસે છે. આ સભામળે છે તેમાં લોકોને જોવા આવવા દેછે. વાઇસરૅાય આ સભાના પ્રમુખ તરીકે બેસેછે. સભાસદોની તકરાર સાંભળીને પછી બે તરફના મત લેવામાં આવેછે. ઘણુંખરૂં જે કાયદાઓ પસાર કરવાના હોય તેના ખરડાઓ કેટલાક વખત સુધી ગેઝીટમાં લાગ લગાટ ફરી ફરી છાપવામાં આવેછે. અને તે આગમચથી તપાસી જોવા દરેક પ્રાંત અગર ઇલાકાના ગવર્નરને મોકલવામાં આવેછે; સભાનો ઘણો ભાગ એક તરફ થઇ કોઇ દરખાસ્ત કબુલ કરે, અને તેને વાઇસરૅાય પોતાની મંજુરી આપે, તેટલે તે કાયદો થાયછે; પણ આવી રીતે નક્કી થયેલો કાયદો, સેક્રેટરી ઓફ સ્ટેટ નામંજૂર કરી શકે છે. આમ સેક્રેટરી ઓફ સ્ટેટ પાછો હિંદુસ્તાનનો મુખ્ય કર્ત્તા હર્તા રાજા રૂપે દૃષ્ટિયે પડે છે;

મદ્રાસ અને મુંબાઈ ઇલાકાના ગવર્નરોને, વાઇસરૅાયની મિસલજ, બબે કૅાન્સીલો છે. બંગાળાના લેફ્ટનંટ ગવર્નરને ફકત કાયદા કરવાનીજ કૅાન્સીલ છે; આ શિવાય બીજા પ્રાંતોના ગવર્નરોને બિલકૂલ કૅાન્સીલો નથી અને તેઓને કાયદા બનાવવાનો અખત્યાર નથી.

હિંદુસ્તાનમાં ચાલતા કાયદાઓ ઘણી દ્વારાઓએ બંધાયા છે. (૧) પાર્લામેંટ કે જેનો અખત્યાર હિંદુસ્તાન ઉપર છે તે કેટલાએક કાયદા બનાવે છે; પણ આ કાયદાઓ ઘણુંકરી મુદ્દે કેવી રાજ્ય પદ્ધતિ ચલાવવી તે બાબતના હોયછે; જુદે જુદે ઠેકાણે કેવી સ્થાનિક નીતિ ચલાવવી તે બાબતના નથી હતા; (૨) વાઇસરૅાયની કૅાન્સીલ કે જે આ દશ

વરસથી કેટલાક કાયદાઓની સારી વ્યવસ્થા કરી અસલની રીતિયો હાલના વખતને અનુસરતી કરવાના કામમાં પડેલી છે તે કેટલાએક કાયદાઓ કરેછે; (૩) મદ્રાસ, મુંબાઈ અને બંગાળાની કૉન્સીલો કેટલાએક કાયદાઓ કરેછે; આ કાયદાઓ તે તે પ્રાંત કે ઇલાકાનેજ લાગુ પડેછે અને બહુધા ત્યાંના રાજ્યવહીવટ સંબંધના હોયછે, (૪) આ કૉન્સીલોના પહેલાની જે કૉન્સીલો હતી તેના બધા ઠરાવો; તે ઠરાવો પણ ઘણાખરા રાજ્યવહીવટ સંબંધી છે; અને વળી (૫) હિંદુ અને મુસલમાનોનાં પોતાનાં ધર્મશાસ્ત્રો તથા જુદીજુદી નાત જાતની પદ્ધતિ તથા ધારાઓ વગેરે.

હિંદુસ્તાનની અંદર પ્રથમથીજ ઇનિસાફ આપવાનું કામ અને નિર્વહણિક કામ, જુદા જુદા માણસોના હાથમાં છે. કલકત્તા, મદ્રાસ, મુંબઈ અને અલહાબાદમાં, એકેક હાઈકોર્ટ છે. આ દરેકની અંદર પ્રમુખ તરીકે એકેક ચીફ જસ્ટિસ છે; અને કેટલાએક અમલદારો, અને ઇંગ્રેજ અને નેટિવ બારિસ્ટરોથી તેમાં કામ ચાલેછે. આ કોર્ટોનું કામ દિવાની તેમજ ફોજદારી બાબતમાં અસલ કેસ ચલાવવાનું તથા અપીલો સાંભળવાનું છે. આ કોર્ટો ઉપર ઇંગ્લાંડની "પ્રીવી કૉન્સીલ" માંથી ચુંટી કહાડેલી ઇનિસાફની કમીટીમાં અપીલ ચાલી શકેછે. પંજાબમાં એક "ચીફ કોર્ટ" છે. બાકીના બીજા પ્રાંતોમાં ઇનસાફની બાબતમાં સૌથી વધારે અખત્યારી અમલદાર ચીફ કમિશ્નરનું નામ ધરાવે છે. આગળ આપણે બતાવીશું તે મુજબ કેટલેક ઠેકાણે ઇનસાફનું કામ જુદાજ ખાતાથી ચલાવાય છે અથવા તો નિર્વહણિક અમલદારજ તે ચલાવે છે; ઇનસાફ આપવાના નાના હોદ્દા ઉપર ઘણાખરા દેશિયો છે. અને હાલમાં કલકત્તાની હાઇકોર્ટમાં એક દેશી જડજ છે.†

---

†મુંબાઈ ઇલાકા ખાતે હાલમાં મી. નાનાભાઈ હરિદાસ જડજને હોદ્દે પહોંચ્યા છે.

આપણે વરિષ્ટ સરકારનું અને તેના ઉપકરણોનું થોડું વૃત્તાંત આપ્યું. હવે જુદા જુદા પ્રાંતો કે ઇલાકામાં રાજ્યવહીવટ જે રીતે ચાલેછે તે એક બીજી વાત છે. આ રાજ્યવહીવટ ઘણો ગુંચવણ ભરેલો છે. આપણે કહી ગયા છિયે તે પ્રમાણે ગવર્નરો સ્થાનિક રાજ્યવહીવટમાં બહુધા સ્વતંત્ર જેવા હોયછે. વાઇસિરોય બધા ગવર્નરોનો ઉપરી છે ખરો પણ કેવી નીતિને અનુસરી વર્ત્તવું એ બાબતમાંજ ફક્ત તે પોતાનો અંકુશ જાગૃત રાખેછે. પછી બીજી બધી રાજ્યકારભારની હકીકતોમાં તો ગવર્નરોને આપઅખત્યાર છે એટલે તેમાં વાઇસરોય ભાગ્યેજ હાથ નાંખેછે. તેમાં એ વાત ખરેખરી ધ્યાનમાં રાખવા જેવીછે કે જોકે કહેવામાં વાઇસરોયની સર્વોપરિસત્તા બધાએ પ્રાંત કે ઇલાકા ઉપર એક સરખી છે તથાપિ તે જુદા જુદા પ્રાંત કે ઇલાકામાં એકધારીજ રીતે બજાવવામાં આવતી નથીઃ

હિંદુસ્તાનનો રાજ્ય કારભાર તપાસી જોઇયે છિયે તો જુદા જુદા ભાગનો વહીવટ જુદી જુદી વખતે જીતથી ઇંગ્રેજના હાથમાં આવ્યો એ જણાઇજ આવેછે; પણ તે ત્યારપછી સુધારીને બધે ઠેકાણે એક સરખો કરવામાં આવ્યો નથી. રાજ્યના નિયમ પ્રમાણે તો અદ્યાપિ ત્રણજ ઇલાકાઓ પહેલાંથી પાડ્યા છે તે છે; બંગાળા, મદ્રાસ; અને મુંબઇ. આમાંના છેલ્લા બેની જે મુલકવારી* આ સૈકાના શરૂઆતમાં કરવામાં આવી હતી તેની તેજ હાલમાં છે. પણ ત્રીજાના સંબંધમાં આમ નથી રહ્યું. જો કે તેને હજુએ બંગાળા ઇલાકો કહેછે, તથા હજુએ બંગાળા ઇલાકાનું લશ્કર અને બંગાળા ઇલાકાની સિવિલ સરવિસ છે એમ લખાય છે, તથાપિ ખરૂં જોતાં બંગાળ એ કાંઇ અમુક મુલક નથી. જે ભાગ એ નામથી બધે ઓળખાય છે તેને ખરૂં જોતાં "લોઅર પ્રોવિન્સિસ" નામ આપવું જોઇયે. તે ભાગ ભૂગોળમાં જેને બંગાળા પ્રાંત

*જે જે ભાગો અમુક ઇલાકામાં આવેલા માનવા તેની ગણના.

કહેછે તેનાથી મોટો છે. અને જેને બંગાળા ઇલાકો કહેછે તેનાથી તે ઘણો નાનો છે. કારણ કે મદ્રાસ અને મુંબઈ ઇલાકામાં જે ભાગ ના આવે તેને બંગાળા ઇલાકામાં ગણવામાં આવેછે; આ પ્રમાણે પંજાબ, મધ્ય પ્રાંતો, અને બ્રિટિશ બરમાહ એ બધા બંગાળા ઇલાકામાં ગણવામાં આવેછે. મદ્રાસ અને મુંબઈની સિવિલ સરવિસના માણસો પોતાના ઇલાકામાંજ કામ કરેછે; અને તેઓને વરિષ્ટ સરકારના હાથ નીચેની જગો પણ આપવામા આવતી નથી. પણ મદ્રાસનું લશ્કર અને કેટલેક ઠેકાણે મુંબઇનું પણ લશ્કર બંગાળા ઇલાકાના મુલકમાં કામ કરેછે; આમાં ઉપરથી જોતાં જેટલો જણાયછે તે કરતાં વધારે મર્મ રહ્યો છે. મદ્રાસ અને મુંબઇ ઇલાકા કેટલેક દરજ્જે શ્વતંત્ર છે એટલે તેમને કેટલાએક હકો છે, અને બંગાળા ઇલાકામાં ગણાતા બીજા પ્રાંતો ઉપર તો બધી વાતે વાઇસરોયની જાતનો અંકુશ છે.

મદ્રાસ અને મુંબઈમાં એકેક ગવર્નર અને એકેક સેનાધિપતિ છે. આ લોકોની નીમણુક વિલાયતથી થાયછે. કેટલીક બાબતોમાં આ લોકો સેક્રેટરી ઓફ સ્ટેટ અને વિલાયતના સેનાધિપતિને પૂછીને બારોબાર કામ કરેછે. આ ગવર્નરોને વાઇસરોયની પેઠે બબે કોન્સીલો છે. આ બે ઇલાકાની સિવિલ સરવિસ અને લશ્કરનું જુદું બંધારણ છે. આ તફાવત હવે વધારે વખત ચાલશે કે નહિ એ શક ભરેલું છે. આ તફાવતો ફકત ઇતિહાસને લગતા બનાવોને આધારેજ છે. પણ બંગાળામાં પણ રાજ્યકારભારના વિષયમાં ઘણીજ વિલક્ષણતા છે. લોઅર પ્રોવિન્સિસ, એટલે ખરૂં બંગાળા, એક લેફટનંટ ગવર્નરના તાબામાં છે અને આખા બંગાળા ઇલાકામાં ફકત આજ અમલદારને પોતાની કાયદા બાંધવાની કોન્સીલ છે. વાયવ્ય પ્રાંતો પણ એક લેફટનંટ ગવર્નરના તાબામાં છે. અને હમણાં તેના પોતાના હોદ્દાની સાથે અયોધ્યાના ચીફ કમિશ્નરનો હોદ્દો જોડી દેવામાં આવ્યોછે. પંજાબમાં એક ત્રીજો લેફ-

ટનંટ ગવર્નર છે. મધ્ય પ્રાંતો, બ્રિટિશ બરમાહ, અને આસામ ઉપર રાજ્ય ચલાવનારાઓને ચીફ કમિશ્નરો કહેવામાં આવેછે. અને આ શિવાય અજમેર, વરાડ, કુર્ગ, વગેરે બ્રિટિશ તાબાના પ્રાંતોમાં રાજ્યસત્તા ચલાવવા સારૂ જુદા જુદા અમલદારો હોયછે.

પણ રાજ્યકારભારને લગતી બધી ગુંચવણો આપણે હજુ કહી રહ્યા નથી. આખા હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવવાની બે રીતિ જોવામાં આવેછેઃ—એક ¶વ્યવસ્થાપિત અને બીજી અવ્યવસ્થાપિત.§ કંપની સરકારના વખતમાંની જુની કૌન્સીલના કરેલા કાયદાઓને *વ્યવસ્થાપક ધારા એ નામ આપવામાં આવ્યું હતું; આ કાયદાઓ મુખ્યત્વેકરીને સરકારના નિર્વહણિક ખાતાના બંધારણને લગતા અને વસુલાતની બાબતને લગતા હતા. દેશીરાજ્યના નિરંકુશપણામાં ચાલતી ગરબડ ભરેલી રીતિયો કહાડી નાંખીને તેને બદલે નવી તરેહનું રાજ્યબંધારણ બાંધવાનો, અને યુરોપિયન અમલદારોને શી રીતે વર્ત્તવું તે બાબતના સામાન્ય નિયમો કરવાનો, આ પ્રયત્ન હતો. પ્રથમ આ કાયદાઓ બધે લાગુ કરવા એવો ઇરાદો હતો પરંતુ થોડી મુદતમાં એમ માલમ પડ્યું કે ઘણા કાળથી થિર ઠામ પડેલાં ગામોને યોગ્ય પદ્ધતિ કાંઈ અર્ધા જંગલી જેવા લોકોને માફક આવે નહિ. આ હરકતને લીધે કેટલાએક ભાગોને વ્યવસ્થાપકધારાના દૃઢ નિયમોમાંથી મોકળા રાખવાની જરૂર પડી અને તેઓના ઉપર દેખરેખ રાખનારા અમલદારોને કેટલીક રીતે પોતાની મરજી પ્રમાણે કરવાની છૂટ આપવામાં આવી. દક્ષિણ બંગાળાના પહાડી લોકોને પહેલવહેલાં અવ્યવસ્થાપિત રીતિ લાગુ કરવામાં આવી (ઈ. સ. ૧૮૨૦). જેમ જેમ વખત જતો ગયો અને નવા નવા મુલકો

¶વ્યવસ્થાપિત રીતિ=Regulation.

§અવ્યવસ્થાપિત રીતિ=Non-Regulation.

*વ્યવસ્થાપક ધારાઓ=Regulations.

હાથમાં આવતા ગયા તેમ તેમ નવી જીતાયલી પ્રજાઓ ઉપર રાજ્યરીતિના સખત ધારાઓ નાંખવા એ ઠીક લાગ્યું નહિ. પહેલવહેલા ગવર્નરો ઘણાખરા લશ્કરી માણસો હતા અને તેઓ પોતાના લશ્કરના અમલદારોથી દેશમાં સલાહસંપ રાખતા. જુના પ્રાંતોમાં જે વ્યવસ્થાપિત ધારાઓ ચાલતા તે કાંઇ એવા દોષ રહિત નહોતા કે તેથી બીજા સારા કેવળ નવા ન બનાવી શકાય. અને વળી સિવિલિયનોની સંખ્યા ઘણીજ થોડી હતી; અને તે વખતમાં એવું માનવામાં આવતું હતું કે વ્યવસ્થાપક ધારા તો ફકત સિવિલિયનોથીજ ચલાવી શકાય. આ બધાં કારણોને લીધે જે પ્રાંતો નવા મેળવવામાં આવ્યા તે બધાને અવ્યવસ્થાપિત રીતિ લાગુ કરવામાં આવી. પંજાબ આનો મુખ્ય દાખલો છે. એની વ્યવસ્થાનું બંધારણ બે લોરેન્સોને હાથે બંધાયુંછે. મધ્ય પ્રાંતો પણ અવ્યવસ્થાપિત છે. તેજ રીતે બ્રિટિશ બરમાહ, આસામ અને મુંબઇ તાબાનું સિંધ પણ છે. ફકત મદ્રાસ ઇલાકામાંજ વ્યવસ્થાપિત રીતિ એકસરખી બધે ચાલેછે; ત્યાં પણ ઉત્તરના કેટલાએક પહાડીલોકો ઉપર કંઇક ઓછી સખત રીતિ ચલાવવામાં આવેછે.

પણ હવે જેમ ધીમે ધીમે લોકોને ઇંગ્રેજી રાજ્યનો સહવાસ થતો ગયો, અને આખા રાજ્યને સારૂ સામાન્ય ધારાઓ થતા ગયા, તેમ તેમ વ્યવસ્થાપિત અને અવ્યવસ્થાપિત રીતિ વચ્ચેના તફાવતો ઘસાતા ગયા. પણ કેટલાએક મુખ્ય તફાવતો જોવામાં હજુપણ આવેછે. અવ્યવસ્થાપિત પ્રાંતોમાં નિર્વહણિક અને ઇનસાફી કામ એકજ માણસ કરેછે. અને વ્યવસ્થાપિત પ્રાંતોમાં કલેકટર અને જડજ એ બે જુદા જુદા માણસો છે અને જુદા ખાતાના નોકરો છે. વળી અવ્યવસ્થાપિત પ્રાંતના અમલદારને કલેકટરને બદલે ડેપ્યુટી કમિશ્નર કહેવામાં આવેછે. ત્રીજું એ કે અવ્યવસ્થાપિત પ્રાંતોમાં ભારે જગ્યાઓ ફકત સણંદી નોકરોનેજ આપવામાં આવેછે એમ નહિ પણ લશ્કરી અમલદારોને અને બિન-

સહુંદી સિવિલિયનોને પણ આપવામાં આવેછે.

આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે જેમ જીલ્લો નાનામાં નાનો વિભાગ છે તેમ ઇલાકો અગર પ્રાંત એ મોટામાં મોટો ભાગ છે. રાજ્યબંધારણ પ્રમાણે મદ્રાસ અને મુંબઇ ઇલાકાને બીજા પ્રાંત કરતાં વધારે સ્વતંત્રતા છે. પણ જો કે બીજા પ્રાંતના ગવર્નરો વાઇસરોયના મદદગારો ગણાયછે તોપણ તેઓના કામમાં કાંઇ કેવાઇસરોય વધારે હાથ ઘાલતો નથી. દરેક પ્રાંત અથવા ઇલાકાના રાજ્યકારભારમાં કાંઇક કાંઇક વિશિષ્ટતા છે. દરેકમાં જમીનને લગતી એવી જુદી જુદી ખાસ રીતિ છે કે તેમાં ઘડાયલો ન હોય તેતો બરોબર સમજી શકેજ નહિ. દરેક પ્રાંત કે ઇલાકામાં નિર્વહણિક બંધારણમાં કાંઇ કાંઈ વિશેષ લક્ષણો હોયછે. અને તેને ત્યાંના અમલદારો વળગી રહેવાનાજ. ઘણુંકરી દરેક પ્રાંત કે ઇલાકામાં જુદી જુદી ભાષા હોયછે; અને વળી કેટલીક નવતર જાતો કે કોમો પણ હોયછે. દરેક પ્રાંત કે ઇલાકાના અમલદારો પોતાની હદમાં જાથુ રહેવાથી તેને ‡સ્વયંકૃત સ્વદેશ તરીકે સમજવા માંડે છે. આવી રીત તે તે પ્રાંતના અમલદારોમાં એકઠા રહેવાથી એક જાતનું અન્યોઅન્ય પ્રતિ મમત્વ ઉત્પન્ન થાયછે. આવું દેશી કરતાં યુરોપિયન અમલદારમાં વધારે જોવામાં આવેછે. તોયે આ જે પ્રાંત કે ઇલાકાની ગોઠવણ કરવામાં આવીછે તે ગોઠવણથી એટલું થશે કે તે તે પ્રાંત કે ઇલાકામાં વસનારા લોકોમાં આગળ ઉપર એક *જનતાભિમાન ઉત્પન્ન થશે.

હાલમાં થતા નવા સુધારાઓથી આપણી ઉપર કહેલી વાતને ટેકો મળેછે. વાઇસરોય વરસના ઘણા ભાગમાં પોતાની કોર્ટ સાથે આયે સીમળામાં રહેતો, એક ઉદ્યોગી કારભારી મઠી બધા ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું કામ કરેછે. આખા રાજ્યને લગતી સામાન્ય બાબતો વિષે

‡સ્વયંકૃત=by adoption.

*જનતાભિમાન=Sentiment of nationality.

સંભાળ રાખવી, અને સારા નરતાનો વિચાર કરવો, એજ એનું કામ છે. દેશની સ્થિતિ સુધારવા સંબંધમાં ઉત્તેજન ગવર્નરોએજ આપતા રહેવાનું છે. આ જોખમદારી વધવાની સાથે, ગવર્નરોની સત્તા પણ વધીછે. કંપની સરકારના વખતમાં, પ્રાંત કે ઇલાકાના ગવર્નરને મોગલ રાજ્યના સૂબા કરતાં સહેજજ વધારે અખત્યાર હતો. તેનું ઘણું કામ તો ફકત ઉઘરાવવાનું હતું. કર નાંખીને વસુલાત ઉઘરાવવાને લીધે લોકોને મન જો કે કડવો તો તે થતો, તથાપિ વસુલાત પોતાની મરજી પ્રમાણે વાપરવાનો સંતોષ તેને મળતો નહોતો. તે એકે પાઇ કોઇને આપી શકતો નહોતો, અને ઉપરિયો તરફથી મંજુરી શિવાય એક નવો પોલીસનો સિપાઈ રાખવાનો અખત્યાર પણ તેને નહોતો. સારૂં રાજ્ય ચલાવવાનું જોખમ તેને શિર હતું પણ સુધારા કરવાનો અખત્યાર અગર પૈસો તેની પાસે નહોતો. આ પદ્ધતિમાં ફેરફાર કરવા બાબત લોર્ડ મેયોએ પહેલ કહાડી અને તેની પછી આવનારા વાઇસરાયોએ પણ એજ રસ્તો લીધો. પૈસાનો અખત્યાર એજ સર્વ સત્તાનું મૂળ છે અને હવે વરિષ્ટ સરકારે પૈસાને લગતો કેટલોક અખત્યાર ગવર્નરોને આપ્યોછે. હજુ તેઓ બધી ઉપજ સરકારી ત્રીજોરીમાં ભરેછે ખરા, પણ તેમાંનું કેટલુંએક પોતાની હદમાં વાપરવા પાછું મળેછે. અને પોતાની હદમાં નવી તરેહની ઉપજ કરવાનો તેમને અખત્યાર આપ્યોછે; અને આવી તરેહની નવી કરેલી ઉપજ તે લોકોની પાસેથી લઇ લેવામાં આવતી નથી. મુલકી સુધારો સારી રીતે મુલકી ઉપજમાંથીજ થઇ શકે. આબાદ બંગાળા ઇલાકાને અત્યાર સુધી ઘણોજ ફાયદો થયોછે તે સઉ આવી તરેહની પૈસા વાપરવાની છૂટને લીધેજ.

## પ્રકરણ ૬.

### મહેસુલને લગતી હકીકત.

હિંદુસ્તાનની મહેસુલની બાબત એવી માથાકૂટવાળી તથા ગુંચવણ ભરેલી છે કે તે વિષે પુરતુ બ્યાન આપવું અશક્ય છે, પણ તેટલા સારૂં તે વિષે કંઇપણ ન બોલવું એમ પણ કરવું ન જોઇયે. આપણે એ બાબતને લગતી ગુંચવણોની સફાઈ કરવાનો તથા દરેક ઝીણી બાબતમાં ઉતરવાનો, પ્રયત્ન કરીશું નહિ. અડસટ્ટે જોતાં દરેક વર્ષની સરેરાશ કુલ‡ ઉપજ તથા સરેરાશ ખરચ ૬ કરોડ પાઉંડ (૬૦ કરોડ રૂપિયા) છે. કુલ ઉપજનો એક તૃતીયાંશ એટલે ૨ કરોડ પાઉંડ (૨૦ કરોડ રૂપિઆ) જમીનની વસુલાતમાંથી આવેછે. એક કરોડ પાઉંડ (દશ કરોડ રૂપિયા) અફીણમાંથી ઉપજે છે. ને બીજા એક કરોડ પાઉંડ (દશ કરોડ રૂપિયા) રેલવે, જમીનને પાણી પાવાના બાંધકામો, ટપાલ આફીસો, વિગેરેમાંથી આવેછે. આ આંકડાઓ બાદ કરતાં જે બે કરોડ પાઉંડ (વીશ કરોડ રૂપિયા) બાકી રહ્યા તે કરથી લેવામાં આવેછે. એટલે આશરે હિંદુસ્તાનની વસ્તીને દરેક માથાદીઠ બે શિલિંગ (એક રૂપિયો) કર પડયો. આટલો કર ભારે ગણાય કે હલકો, તે તો લોકો પાસે કેટલી દોલત છે તે વિષેનો આપણો જે વિચાર હોય તે ઉપર આધાર રાખે છે. કુલ ખરચના આવી સહેલાઇથી વિભાગ પાડી શકાય તેમ નથી. એવિષે એટલુંજ કહેવું બસછે કે એક કરોડને સાઠ લાખ પાઉંડ (૧૬ કરોડ રૂપિયા) લશ્કર ખાતે ખરચ થાયછે. પચાશ લાખ પાઉંડ (પાંચ કરોડ રૂપિયા) જાહેર બાંધકામ પાછળ ખરચવામાં આવેછે. બધું મળીને

‡ એકંદર સરેરાશ ઉપજનો આંકડો; ખરચ બાતલ કર્યા વગરની એકંદર ઉપજની રકમ.

દેવું આશરે પંદર કરોડ પાઉંડ (એક અબજને પચાશ કરોડ રૂપિયા)નું છે ને તેનું વ્યાજ મધ્યમ રીતે ૩½ ટકા પ્રમાણે આપવું પડે છે.

આ બાબતમાં બારીકીથી ઉતર્યા શિવાય આવા મોટા આંકડા બરોબર સમજવામાં આવે એમ નથી. ઘણાંક કારણોને લીધે હિંદુસ્તાનની ઉપજ ખરચનો હિસાબ ઘણોજ ગુંચવણ ભરેલો હોયછે. તે હિસાબ રૂપિયાના ચલણમાં રાખવામાં આવેછે. અને સઘવડને સારૂ રૂપિયાની કિંમત બે શિલિંગ જેટલી ગણવામાં આવેછે. રૂપિયાનું વજન બરોબર ૧૮૦ ગ્રેઇન હોયછે ને તેમાં ચોખ્ખું રૂપું ૧૬૫ ગ્રેઇન હોયછે. રૂપિયાની સ્વભાવસિદ્ધકિંમત એક શિલિંગને અગીઆર પેન્સ છે. પણ તેની વ્યવહારસિદ્ધ કિંમત રૂપા તથા સોનાની છતના પ્રમાણ ઉપર આધાર રાખે છે; ને કોઇ વખત એક શીલીંગને છ પેન્સ સુધી પણ તેની કિંમત ઘટી જાયછે. હવે આપણે ઉપર કહી ગયા કે, હિંદસરકારને અમુક રૂપિયા દર વર્ષે ઇંગ્લાંડને આપવા પડે છે. ત્યારે દરેક રૂપિયાનું, સરકારની ઠરાવેલી બે શિલિંગની કિંમતથી, બજારમાં જેટલું ઓછું ઉપજે, તે રકમને જેટલા રૂપિયા હિંદસરકારને આવી રીતે આપવા પડેછે તેની સંખ્યાવતે ગુણવાથી જેટલું આવે, તેટલું દર વરસે રૂપિઆના આવા બજારભાવને લીધે હિંદુસ્તાનને નુકશાન થાયછે. આ નુકશાનનો આંકડો આ થોડાક વરસમાં કોઇ કોઇ વખત પચીશ લાખ પાઉંડ (બે કરોડને પચાશ લાખ રૂપિયા) સુધી પહોચી ગયેલો જણાયછે. ખરૂં જોતાં એને કંઇ નુકશાન ન કહી શકાય પણ લેવડ દેવડના વ્યવહારનું અંગ કહેવાય. જો હિંદુસ્તાનને ઇંગ્લાંડમાં કંઇ આપવાનું હોત નહિ તો આ આંકડો રહેતજ નહિ. પણ સરકારને દરવર્ષે દેવાના તથા રેલવેમાં લીધેલા રૂપિયાપરના વ્યાજ બાબત, લશ્કર વિગેરેના ખરચ બાબત, ને પેનશન બાબત, ને ઇંગ્લાંડમાં હિંદુસ્તાનને અંગે થતા કેટલાક ખરચ બાબત બધા મળી આશરે એક કરોડ ને પચાશ લાખ પાઉંડ (પંદર

કરોડ રૂપિયા) ઇંગ્લાંડમાં આપવા પડેછે. મુદ્દે તો, આ રકમ હિંદુસ્તાન જે માલ ઇંગ્લાંડ મોકલેછે તેવતી અપાય છે. કેમકે આ રકમ સારૂં સેક્રેટરી ઓફ સ્ટેટ હિંદુસ્તાનની સરકાર ઉપર હુંડિયો કહાડેછે, ને તે લંડનના વેપારિયો તથા સરાફોને વેચવામાં આવેછે, ને તે લોકો તે હુંડિયો હિંદુસ્તાનના વેપારિયોને મોકલેલા માલ બદલ આપેછે.

બીજું એક ગુંચવણ થવાનું કારણ એ છે કે હમેશાં હિંદુસ્તાનના હિસાબની રીતિમાં એટલો તો ફેરફાર કરવામાં આવેછે કે એક વરસનો હિસાબ બીજા વરસના હિસાબ સાથે સરખાવવો મુશ્કેલ થઇ પડેછે. પણ તેથી પણ વધારે અગત્યનું કારણ એ છે કે સરકાર ઇંગ્લાંડમાં જે ફરજો બજાવેછે ને હિંદુસ્તાનમાં જે ફરજો બજાવેછે તેમની વચ્ચે ઘણો ફેર છે. ઇંગ્લાંડમાં સરકાર ફક્ત ટપાલઆફીસ ને તારને લગતું કામ કરેછે ને તે શિવાય બીજું કંઈ કરતી નથી. હિંદુસ્તાનની સરકાર આખા દેશની જમીનની માલીક છે, વળી અફીણ ને મીઠું એ પકવેછે, રેલવે પુલો ને રસ્તા એ બંધાવેછે, નહેરો એ ખોદાવેછે, અને બીજાં એવાં અગત્યના સુધારાનાં સઘળાં કામો એ કરેછે. આ બધી દ્વારાએથી આવતી ઉપજે કરીને મહેસુલ ઘણુંજ આવેછે, અને ખરચ પણ તેના પ્રમાણમાં કંઈ ઓછું થતું નથી.

હવે જે કરો નાંખવામાં આવેલા છે તેનો બોજો કોના ઉપર પડે છે તે વધારે બારીકીથી તપાસવું જોઇયે. કુલ ઉપજનો આશરે ત્રીજો ભાગ એટલે બે કરોડ પાઉંડ (વીસકરોડ રૂપિયા) જમીનપરના કરમાંથી આવેછે. જમીનની ઉપજમાંથી કંઇક ભાગ રાજ્યને મળવો જોઇયે. એ ધારો પૂર્વમાં બધે ઠેકાણે જોવામાં આવેછે. જ્યાં બધા ખેતીવાડીપર ગુજરાન કરેછે ત્યાં આ શિવાય કર લેવાનો બીજો કંઈ વધારે સારો રસ્તો નથી. આ કરને જમીનનું ભાડું એ નામ અપાય કે ન અપાય એ કંઇ અગત્યનું નથી. અર્થશાસ્ત્ર પ્રમાણે તો જે જમાબંદી ઠરાવવામાં આવેલીછે

તે જો ¶સ્પર્ધાસિદ્ધ જમીનભાડાથી ઓછી હોય તો તે જમીનભાડુંજ લેખાય નહિ. હવે વાસ્તવિક રીતે જોતાં જમાબંદી બધે ઠેકાણે સ્પર્ધાસિદ્ધ જમીન ભાડાથી ઘણી ઓછી છે. કેટલેક ઠેકાણે જે ખેડુતો છે તે લોકો બીજું ભાડું આપેછે.

અસલના વખતથી પોતાના નિકટના રાજ્યકર્તાને જમીનની પેદાશનો ભાગ આપવાને લોકો ટેવાઈ ગયા છે. પ્રથમ મોગલ બાદશાહોએ જમીનને લગતી વ્યવસ્થા બાંધી ને તે પ્રમાણે જમીનની પેદાશનો અમુક ભાગ અટળ કર તરીકે લેવાતો થયો. મુસલમાનોના વખતમાં સૂબાઓ ખરૂં જોતાં કર ઉઘરાવવાનું કામ કરતા અને એ કામ પાર પાડવાના મુદ્દાથી બધો એ રાજ્યતંત્ર રચવામાં આવતો. આનો આ રાજ્યતંત્ર ઇંગ્રેજનો અમલ થતાંએ ઉતરી આવ્યો. પણ જુની ગોઠવણ પ્રમાણે ચાલવું તેમને અશક્ય લાગ્યું. બંગાળામાં તેમજ મદ્રાસ ઇલાકામાં જમીનની વસુલાત બરોબર ને વખતસર લોકોને આપવાની ફરજ પાડવાના યત્નમાં તેઓ ફાવ્યા નહિ. આ હરકતમાંથી બચી જવાના વિચારથી લોર્ડ કાર્નવાલિસે ઈ. સ. ૧૭૯૩ માં "પરમેનન્ટ સેટલમેંટ" કીધું, જેથી જે વસુલાત ઉઘરાવનારાઓ હતા તે લોકોને જમીનદાર બનાવ્યા. આમ કરવાથી ઠરાવેલી વસુલાત હમેશાં વખતસર લેવાની આશાએ સરકારે

¶જમીનનો માલીક ખેડુતને જમીન ખેડવા આપે તેમાં બે પદ્ધતિ હોયછે. કેટલાએક દેશમાં એવીજ રીત પડી ગઈ હોયછે કે ખેડુત ઉપજનો અડધો અથવા એવો એક અમુક ભાગ જમીનના માલીકને આપે, ને જે અમુક ભાગ લેવાની રીત હોય તેથી વધારે જમીનદાર લઈ શકે નહિ. બીજા કેટલાક દેશોમાં એવી રીત ચાલેછે કે જે ખેડુત વધારેમાં વધારે આપવાની માગણી કરે તેને જમીનદાર જમીન ખેડવા આપેઃ એટલે તે પોતાની મરજી મુજબ જમીનનું ભાડું વધારી શકેછે. આવે ઠેકાણે જમીનનું ભાડું શું ઠરશે તેનો આધાર ખેડુતો સ્પર્દ્ધા કરી એક બીજાથી વધારે આપવાની માગણી કરે તે ઉપર રહેછે. એટલે આવી તરેહથી ઠરેલું જમીનભાડું તે સ્પર્દ્ધાસિદ્ધ જમીનભાડું ( Rack-rent. )

જમીન ઉપરના પોતાના ફેર*બદલી સંબંધના સર્વ હક ખોયા. અત્યાર સુધી બંગાળાની સરકાર આશરે એક સૈકાપર ઠરાવેલી રકમ જમીનદારો પાસેજ લીધા કરેછે. જે લોકો ખેડુતનું કામ કરેછે તેઓ તો જમીનદારના સાંથિયો તરીકે રહેલા હોયછે અને કેટલેક ઠેકાણે તો તેમને મરજીમાં આવે ત્યારે જમીનદાર કહાડી મુકેછે. જો કે આ ગોઠવણ સરકારને સગવડ ભરેલી લાગતી હશે, પરંતુ હિંદુસ્તાનમાં અસલથી ચાલતી આવતી રીતિ તો તે નથીજ.

આ સૈકાની શરૂઆતમાં મદ્રાસ ઇલાકામાં પણ ઉપરની રીતના જમીનદારો બનાવવાનો યત્ન કરવામાં આવ્યો હતો પણ તે નિષ્ફળ ગયો. સર થોમસ મનરોના વજનને લીધેજ એક બીજી રીતિ પકડવામાં આવી તે રીતિ પણ જો કે દેશી રીતિના કરતાં નવીન તરેહની છે તોપણ બીજી બધી રીતિયોના કરતાં તેમાં ન્યાયનો અંશ વધારેછે. આ રીતિને રાયતવારી રીતિ કહેવામાં આવેછે. તે પ્રમાણે સરકાર જમીન ખેડનારાનેજ માન્ય કરેછે. ને તેનાં ખેતરો ઉપર ઠરાવેલા નિયમો પ્રમાણે વેરો લેછે. આ વેરો ઠરાવવાની રીતિ ઘણીજ માથા કૂટવાળી છે. પહેલાં તો સઘળી ખેડાણ જમીનની માપણી કરવામાં આવેછે; પછી તેમાં બીજી પેદાશ થાય તેનો અડસટ્ટો કહાડવામાં આવેછે; અને સર્વ હકીકતોનો વિચાર કરી પેદાશની કિંમત ઠરાવવામાં આવેછે અને પછી તેનો કેટલામો ભાગ બાજબી રીતે સરકારને મળવો જોઇયે તે ઠરાવામાં આવેછે. શરૂઆતમાં આ બધું બરોબર ચોકસાઇથી કરવામાં આવતું નહિ ને તેથી ઘણી વખતે વેરો ઘણો સખત ઠરાવવામાં આવતો; પણ જેમ જેમ વધારે અનુભવ થતો ગયો તેમ તેમ ઘણી ચોકસાઇથી કામ કરવામાં આવ્યું ને તેમ થવાથી હવે એવી રીતિ પડી ગઇ છે કે જેથી ખેડુતોનો નિરાંતે ઠીકઠીક નભાવ થાયછે.

*ખેડુત બદલાતાં ખેડહકનું વેચાણ વગેરે.

મુંબાઇ ઇલાકામાં પણ મદ્રાસ ઇલાકામાં ચાલેછે તેના સરખી જમાબંધીની રીતિ ચાલેછે પણ તે મુંબઇ ઇલાકાના દરેક ભાગમાં પસરેલી નથી. મદ્રાસ ને મુંબઇની રીતિમાં મોટો ફેર એટલોજ છે કે મુંબઇમાં ખેડુતની સ્થિતિમાં સારો અથવા ખોટો ફેરફાર થાય તે ઉપર બિલકૂલ વિચાર ન રાખતાં, વેરો વધારે સખતાઇથી લેવામાં આવેછે. વેરા વિષેની ગોઠવણ ફક્ત ત્રીસ વરસ સુધી કાયમ રહેછે. વાયવ્ય પ્રાંતોના ઘણાખરા ભાગમાં, તથા પંજાબ ને મધ્ય હિંદુસ્તાનના દરેક ભાગમાં પણ ત્રીસ વરસનીજ મુદત છે. આ ભાગો બ્રિટિશ સરકારે સઉથી છેલા મળવેલા છે;ને જમીનને લગતી તેમાં જે ગોઠવણો કરવામાં આવેલીછે તે હિંદુસ્તાનની બાબતો વિષે પુખ્ત અનુભવ મેળવેલા માણસોને હાથે થયેલી છે. પણ આ ગોઠવણ પ્રમાણે વેરો દરેક ખેતરને માથે છૂટોછૂટો ઠરાવવામાં આવતો નથી, પણ એકંદર દરેક ગામને માથે ઠરાવવામાં આવેછે. ને તે વેરો ગામના માલિકો પાસેથી ઉઘરાવવામાં આવેછે; પછી તો તે માલિકો ગમે તો જમીનદારો હોય કે છૂટા ખેડુઓ હોય કે ગામના પંચ હોય. પણ વધારે ખુબી ભરેલી વાત એ છે કે, આ ગોઠવણ સરકારને મળતી જમાબંધી નક્કી ઠરાવીછે એટલુંજ નહિ પણ દરેક ગામની જમીન ઉપર સરકાર શિવાય જે કોઈ લોકોના ખાનગી હકો હોય તે નક્કી કરી લખવામાં આવેલાછે. આ ગોઠવણ જો કે મદ્રાસ ઇલાકામાં થયેલી ગોઠવણ કરતાં ઘણી રીતે જુદીજ તરેહની છે. તોપણ મદ્રાસની ગોઠવણથી જેવી રીતે ખેડુતો નિરાંતે રહેછે ને નભાવ જેટલું મળેછે તેવી રીતે આ ગોઠવણથી પણ છે. ને વળી મદ્રાસની ગોઠવણ કરતાં આ ગોઠવણ લોકોની અસલની રીતિને વધારે મળતી આવેછે. બળવા પછી લોકોને શાંત કરવાનું કામ ચાલ્યું તે વખતે અયોધ્યામાં એક જુદીજ રીતિ દાખલ કરવામાં આવેલીછે; તે પ્રમાણે તાલુકદારોને મોટા મોટા વજીફાઓના માલિકો ગણવામાં આવેલા છે, ને તે લોકોને બં-

ગાળાના જમીનદારો કરતાં પણ વધારે સત્તા આપવામાં આવેલીછે; દૂર પડેલા નાનાસરખા આસામ પ્રાંતમાં પણ ખેતીવાડીમાં પછાત હોવાને લીધે એક જુદીજ રીત છે તે મદ્રાસની રાયતવારીને કંઇક રીતે મળતી છે, પણ તેના કરતાં ઘણી ઓછી ગુંચવણ ભરેલીછે. બ્રિટિશ બરમામાં જમીનનો વેરો ઘણોજ હલકો છે ને તે નાંખવાની રીતિ પણ ઘણીજ સહેલી છે.

હિંદુસ્તાનમાં ચાલતી જમીનને લગતી ગોઠવણોના આ ટુંકા હેવાલ ઉપરથી અહિંની રાજ્યવ્યવસ્થા દરેક જુદા જુદા પ્રાંતમાં કેવી જુદીજુદી તરેહથી રચાયેલીછે તથા તે કેવી ગુંચવણ ભરેલીછે, ને તેની વિગતવારી કેવી ઝીણી જોવામાં આવેછે, તે બધાનું બહુજ સારૂં ચિત્ર વાંચનારના મનમાં આવશે. એ બધાનો એકંદરે પરિણામ એટલો છે કે જમીન ઉપરના વેરાના આશરે બે કરોડ પાઉંડ (વીસ કરોડ રૂપિયા) વરસદહાડે ઉપજેછે, ને તેમાંથી તે ઉઘરાવવામાં જે ખરચ થાયછે તે બાદ જતાં બાકીની રકમ સરકારી ત્રીજોરીમાં ભરાયછે. આ રકમને કુલ વસ્તીની સાથે સરખાવતાં માથાદીઠ બે શિલિંગ (એક રૂપિયો) કર પડેછે; ને જમીન સાથે સરખાવતાં પણ, એક એકર ખેડાણ જમીનને માથે બે શિલિંગ (એક રૂપિયા)ની સરાસરી પડેછે; જમીનની ફળદ્રુપતા વગેરે બીજા કારણોના પ્રમાણમાં અમુક જમીનોપર લેવાતા ખરેખરા કરોમાં એક બીજા વચ્ચે ઘણો તફાવત હોયછે. જમીનમાંથી થતી કુલ પેદાશને તેના પર લેવાતા કુલ કર સાથે સરખાવિયે તો દરેક સો રૂપિયાની પેદાશપર ૭ ટકા સરકારના કરની સરાસરી પડીછે. મુગલ સરકારના વખતમાં પેદાશનો ત્રીજો ભાગ એટલે દરેક સો રૂપિયાની પેદાશે ૩૩ ટકા કર લેવામાં આવતો. હાલમાં આવી રીતે વેરો ઓછો લેવાયછે તેથી જમીનમાંથી ખેડુતને પોતાની એક તરેહની ખાનગી મિલકત ઉભી થઇ છે, કે જે દેશીરાજ્યોની અંદર ભાગ્યેજ હતી. ખેડુતને સ્પર્દ્ધાસિદ્ધ જમીનભાડું

હોય તો જે રકમ આપવી પડે તે, અને હાલ સરકારને જે વેરો ભરે છે તે વચ્ચેના તફાવત જેટલી કિંમતની માલકી મિલકત જમીનપરથી તેને ઉભી થાયછે. બંગાળાની અંદર આ તફાવત ઘણો છે ને તેનો ફાયદો પેટાભાગી સાંથિયો વચ્ચે વહેંચાયલો હોયછે. આ તફાવતને લીધે આપણા કહ્યા પ્રમાણે થયેલી માલકી મિલકતની કિંમત, વેચાણથી, ગીરો મુકવાથી, અથવા પેટાસાંથી રાખવાથી ખેડુત ઉપજાવી શકે; વળી તે સરકારને કોઇ વખતની બાકી રહી ગયેલી જમાબંધી માટે એક ખરેખરી જમાની થઇ પડેછે. જ્યાં આગળ વેરો ઓછો હોયછે ત્યાં તે ભરવામાં કસુર થઈ જોવામાં આવતી નથી.

અફીણમાંથી જે ઉપજ થાયછે તે વિષે અહિં બહુ વિચાર દર્શાવવાની જરૂર નથી. આ ઉપજ કરવામાં બીજા ગમેતેવા દોષો હશે, પરંતુ એટલું તો ખરૂં કે એ ઉપજને લીધે હિંદુસ્તાનના લોકોપર કંઈ બોજો પડતો નથી. અર્થશાસ્ત્ર પ્રમાણે જોતાં ચીનના લોકો હિંદુસ્તાનની ત્રીજોરીમાં એટલા રૂપિયા ભરેછે; ને એટલી રકમ આપણે ચીન પાસેથી લઈ શકિયે છિયે તેનું કારણ એ કે, હિંદુસ્તાનમાં એ ચીજ જેવી ઊંચી જાતની બનેછે તેવી બીજે કોઇ ઠેકાણે બનતી નથી. જો કોઇપણ કારણને લીધે ચીનના લોકો અફીણ ખાવું બંધ કરે, અથવા તો હિંદુસ્તાન શિવાય બીજા મુલકોમાં પણ સારૂં અફીણ બને તો, અફીણને લગતી જે ઉપજ થાયછે તે બંધ થઈ જાય. આ ઉપજ બે રીતે લેવામાં આવે છે. બંગાળામાં ને તેમાં મુખ્યત્વે કરીને પટણા ને બનારસની આસપાસ ખસખસના છોડ ફકત સરકાર શિવાય બીજા કોઇને વાવવાનો હુકમ નથી. તેમાંથી અફીણ તૈયાર કરવાને સારૂં એક સરકારી ખાતુ છે. ચીન પાસેથી અથવા ચીન સાથે વેપાર કરતા કલકત્તાના વેપારિયો પાસેથી જે અફીણની કુલ કિંમત ઉપજે, તેમાંથી તે બનાવવામાં જે ખરચ થયું હોય તે બાદ કરતાં જે રહે તે એ ખાતાની ખરી ઉપજ કહેવાય.

બ્રિટિશ સરકારની બાકીની બીજી બધી હદમાં ખસખસના છોડ વાવ-વાની મનાઇછે. પણ માળવા અથવા મધ્ય હિંદુસ્તાનના કેટલાક દેશી-રાજ્યોની હદમાં ખસખસના છોડ ખુબ ઉગેછે. ત્યાં પણ ચીનમાંજ વેચવા સારૂં અફીણ તૈયાર કરવાંમાં આવેછે. તે અફીણ મુંબઈ જતાં જ્યારે બ્રિટિશ સરકારની હદમાં આવેછે ત્યારે તેનાપર જકાત લેવાયછે. આ જકાત કેટલી લેવી તે કલકત્તાના બજારમાં અફીણની જે કિંમત ઉ-પજતી હોય તેના ઉપર વિચાર કરી વખતે વખતે ઠરાવવામાં આવેછે.

મીઠામાંથી ખરચ જતાં સાઠ લાખ પાઉંડ (છ કરોડ રૂપિયા)ની ઉપજ રહેછે. આ કરનો બોજો હિંદુસ્તાનની આખી પ્રજાપર પડેછે; ને દેશી રાજ્યો પણ એમાંથી બચી જતાં નથી. અસલ દેશીરાજ્યના વ-ખતમાં પણ જેમ બીજી દરેક ચીજપર કર હતો તેવી રીતે મીઠાપર પણ કર હતો. પણ હાલમાં જે મીઠાપર ભારે કર લેવામાં આવેછે તેતો ઇંગ્રે-જોનું કાર્યછે. મીઠાપર આવો ભારે કર, ક્લાઇવે સિવિલસરવિસના મા-ણસોને વધારે પગાર આપી શકવા સારૂં, ને તેમ કરવાથી તેઓ પ્રમાણિકપણે કામ કરે તેટલા સારૂં, નાંખ્યો હતો. મીઠાપરનો આ કર જુદેજુદે રસ્તેથી લેવામાં આવેછે;—ચેશાયરથી કલકત્તે આવેલા મીઠાપર, આખા પૂર્વ કિનારાપર મીઠાના અગરો છે તેનાપર, મુંબઇની અંદર કેટલીક અમુક મીઠું પકવવાની જગો છે તેનાપર, રજપુતાનાનાં મીઠું પાકે એવા પા-ણીનાં સરોવર ઉપર, અને ઉત્તરપંજાબમાં સિંધવની ટેકરિયો છે તે ઉપર. સર જોન સ્ટ્રેચિયે થોડા વખત ઉપર જે સુધારો કર્યો તેને લીધે હવેથી ઘણુંકરીને ઉપર કહેલી સઘળી જગ્યાઓએ એકસરખો કર લેવામાં આ-વેછે. હાલમાં દરેક મણે રૂ૨-૮-૦ કર લેવામાં આવેછે; એટલે મીઠું પકવતાં જે કિંમત લાગે તેથી આશરે બારગણો તેના ઉપર કર છે. એ-ટલે ઇંગ્લાંડમાં તંબાકુ ઉપર જેટલો કર છે, તેટલોજ કર હિંદુસ્તાનમાં મીઠું કે જે જીંદગીને એક અવશ્યની ચીજ છે તેના ઉપર છે. એવો

અડસટ્ટો કહાડવામાં આવેલો છે કે ત્રણ માણસના દરેક કુટુંબને માથે દરેક વર્ષે એક શિલિંગ ને નવ પેન્સ (ચૌદ આના) એટલે એક મજુર ને મજુરણની ચાર દિવસની મજુરી જેટલો મીઠાના કરનો ફાળો આવેછે.

આબકારી ખાતાના કરો કે જેમાંથી ખરચ જતાં આશરે પચાસ લાખ પાઉંડ (બે કરોડને પચાશ લાખ રૂપિયા) ની ઉપજ થાયછે, તેનું વ્યાજબીપણું દર્શાવી આપવા જરૂર નથી. તે કરો દારૂ અને બીજી નિશાની ચીજો ઉપર નાંખવામાં આવેછે. તે કરોના દર ભારે છે, પણ તેમ કરવાનો હેતુ એકલો ઉપજ કરવાનોજ નથી. પણ લોકોને તેવી ચીજો વાપરતાં અટકાવવાનો પણ છે. તંબાકુ પાન ને સોપારી, જે દેશમાં બધે ઠેકાણે ભાયડા તથા બઇરાંઓ વાપરે છે, તેના ઉપર કર નાંખવાનું બની આવ્યું નથી.

પરદેશથી આવતા સુતરના કાપડપર જકાત કહાડી નાંખ્યા પછી હિંદુસ્તાનના બજેટમાં જકાતથી થતી ઉપજનો આંકડો છેક નજીવો થઇ પડયો છે. હવે ફકત બધું મળીને પંદર લાખ પાઉંડ (એક કરોડને પાંચ લાખ રૂપિયા) જકાતમાંથી ઉપજે છે. પંદર લાખમાંના આશરે દસ લાખ ચોખાની *રવાનગી જકાતના ઉપજે છે. ને બાકીના પાંચ લાખ યુરોપિયન દારૂ તથા ધાતુઓની આમદ જકાતના ઉપજેછે. આવી રીતે ચોખા ઉપર કર નાંખવો એ વ્યાજબી છે એવું સિદ્ધ કરવાને સારૂં એ કારણ બતાવવામાં આવેછે કે, બ્રિટિશ બરમાહે જાણે આખી દુનિયાને ચોખા પુરા પાડવાનો ઇજારો લીધો હોય એવું થઇ પડેલુંછે.*

*પરદેશમાંથી આ દેશમાં આવતા માલપરની જકાતને આમદજકાતઅને આ દેશથી પરદેશ ચઢાવાતા માલપરની જકાતને રવાનગી જકાત કહેછે.

*એટલે બ્રિટિશ બરમાહમાં એટલા ચોખા નીપજેછે કે તે દેશ એકલો બીજા દેશોને ચોખા પુરા પાડી શકે એવોછે. તે બીજા દેશોમાં ઓછે ભાવે વેચી ત્યાંનો ચોખાનો બજાર છેક બેસાડી દેવા શકિતમાન છે.તે અટકાવવાને માટે ચોખા ઉપર ભારે રવાનગી જકાત લેવામાં આવેછે.

યુરોપિયન દારૂ ઉપરના જકાતના કરો, તથા દેશમાં પેદા થતી કેટલીક ચીજોપર ઉપર કહી ગયા પ્રમાણે જે જકાત લેવાયછે, તેતો ઘણુંકરીને હમેશાં રહેશેજ, પણ ફકત આ શિવાય હિંદુસ્તાન સઘળી દુનિયાંને કેવળ †અનિયંત્રિત વ્યાપારનો દાખલો બતાવી આપવાની તૈયારીમાં છે.

સ્ટાંપમાંથી ત્રીસ લાખ પાઉંડ (ત્રણ કરોડ રૂપિયા) ની ઉપજ થાયછે. એટલે સરાસરી કહાડતાં માથાદીઠ ૩¾ પેન્સ (અઢી આના) આ ખાતાનો કર પડયો. આ ત્રીસ લાખનો એ તૃતીયાંશ ભાગ દિ-વાની કોર્ટની ફીમાંથી ઉપજેછે; ને બાકીનું ખતપત્ર તથા વેપારને અર્થે થતા કબાલા વિગેરે ઉપર જે ટીકટો ચોડવામાં આવેછે તેમાંથી ઉપજેછે.

હવે ફકત પાંચ લાખ પાઉંડ (પચાસ લાખ રૂપિયા)ની નાની રકમ લોકોની જાત ઉપજ ઉપરના કરમાંથી આવેછે, તે વિષે કહેવાનું બાકી છે. લોર્ડ નાર્થબ્રુકના વખતમાં ઇનકમટેક્ષ કહાડી નાંખવામાં આવ્યો હતો તે પાછો ઘાલવાના પ્રયત્નની અસર આ બાબતમાં રહી ગયેલી જણાયછે. બ્રિટિશ રાજ્ય નીચે પૈસાદાર વેપારિયો ઘણીજ આ-બાદી પામ્યાછે એમાં શક નથી, તેમજ એ વાત પણ ખરીછે કે તેઓ કરોમાંથી બીલકુલ બચી જાયછે. ઇંગ્લાંડમાં જેમ ઇનકમટેક્ષ,* વસિયત-નામાં સંબંધના, મૃત્યુલેખાર્પિતદાયના, તથા વારસાઇ હકને લગતા પ્રત્યક્ષ કરો છે તેવા હિંદુસ્તાનમાં નથી. પણ ફકત ઇંગ્લાંડજ એવો દેશ છે કે જ્યાં પ્રત્યક્ષ કરો નાંખી શકાયછે. હિંદુસ્તાનમાં લોકોને, ઇનક-મટેક્ષ લેવાને સારૂં જે બારીક તપાસણી કરવામાં આવેછે, તેના જેવું કંટાળા ભરેલું બીજું કંઇ નથી. તેથી એટલુંજ કરી શકાયું છે કે ફકત વેપારિયો પાસેથી "લાઇસેન્સટેક્સ" લેવો. તે સો રૂપિયાની ઉપજપર દોઢ રૂપિયાના દરે લેવામાં આવેછે. પણ વરસ દહાડે ૫૦૦ રૂપિયાથી ઓછી

---

†દેશમાં આવતા માલ તથા દેશમાંથી પરદેશ જતા માલ ઉપર કંઈ કર નહિ એવો વ્યાપાર=Free trade.

*Probate duty, legacy and succession duties.

ઉપજ ઉપર બિલકૂલ કર લેવામાં આવતો નથી. આની અસર એવી થઇછે કે બધા મળીને ફક્ત ૨૫૦,૦૦૦ વેપારિયોનેજ આ કર ભરવો પડેછે.

રેલવે અને નહેરો વગેરેના કામ વિષેની વાત મહેસુલની સાથેજ કરી લેવી જોઇયે, કારણ કે એ બે બાબતોનો હિસાબ પણ સરકારી બજેટમાં લખાયછે. આગગાડિયો લૉર્ડ ડેલ્હોઝિયે પ્રથમ હિંદુસ્તાનમાં દાખલ કરી;ને તે વખતે આગગાડી કરવાનો હેતુ લશ્કર લઇ જવા લાવવાની સગવડ સારૂ હતો. મુંબઇને કલકત્તા, મુંબઇને મદ્રાસ,ને કલકત્તાને દિલ્હી વચ્ચે જે રેલછે તે ખાનગી કંપનિયોની બાંધેલી છે. તે કંપનિયોને સરકારે જમીન દર લીધા વગર આપી અને પાંચ ટકાનું વ્યાજ મળવાની બાંહ્યધરી કરી આપી. એટલે જો તેઓએ રેલ બાંધવા વિગેરેમાં જે રૂપિયા ખરચ્યા હોય તેના ઉપર પાંચ ટકા વ્યાજ પડે એટલી તેઓને ઉપજ ન થાય તો, સરકાર તેમને પાંચ ટકાનું વ્યાજ પડવામાં જેટલા રૂપિયા ખુટે તેટલા આપે. આમાંની કેટલીક કંપનિયો પાંચ ટકા વ્યાજ પડે એવું અત્યાર સુધી કમાઇ નથી; ને કેટલીક પાંચ ટકા વ્યાજ પડે તેના કરતાં ઘણું વધારે કમાય છે. જ્યાં જ્યાં આવું છે, ત્યાં પાંચ ટકાનું વ્યાજ લીધા પછી જે રકમ રહેછે તે સરકાર તથા તે કંપની સરખે ભાગે વેંહેચી લેછે. "ઇસ્ટ ઇંડિયા રેલવે કંપની," જે ગંગાની ખીણમાં ચાલેછે ને જેને સારા ભાગ્યે પોતાની માલકી જમીનમાં ઘણી કિંમતની કોલસાની ખાણો જડી આવીછે, તે રેલવે, આપેલા પટાના ઠરાવ પ્રમાણે થોડી મુદત ઉપર સરકારે વેચાતી લઇ લીધી છે. તરસાળે જે જે રેલવેને સારૂ સરકારે આવી બાંહ્યધરી કીધેલી છે તે પોતાનું પુરૂં કર્યાં જાયછે. તે રેલવેઓ બાંધવામાં કુલ દસ કરોડ પાઉંડ (એક અબજ રૂપિયા) વાપરવામાં આવેલા છે, ને તેટલે રૂપિયે ૬૦૦૦ માઇલની પહોળા પાટાની રેલવે બંધાયેલી છે. લૉર્ડ મેયોના વખતથી, એક બીજી તરેહની રેલવે થઇછે કે જે સ્ટેઇટ રેલવે કહેવાય છે. તે બધી ઘણું કરીને સરકારે પોતાને ખરચે બાંધેલી છે, જો કે તે ચલાવવાની ગોઠવણ કેટલેક ઠેકાણે ખાનગી કંપનિયોને સોંપી દેવામાં

આવેલી છે. ઘણું કરીને આવી રેલવેઓ માઠી રેલવેના ફાંટાઓ તરીકે બાંધેલી છે, ને વળી તેઓ સાંકડા પાટાની કરેલી છે. આ બધા કારણોને લીધે તેમની ઉપજ કંઈ સારી થતી નથી. વળી હમણાં હમણાંની એક ત્રીજી જાતની રેલવે બાંધવામાં આવેલી છે. તે ખાનગી કંપનિયોથી બાંધવામાં આવેછે. આ કંપનિયોને સરકાર કેટલાક હકો આપેછે તથા ચાર ટકા વ્યાજ મળવાની બાંહ્યધરી કરેછે. પણ તે હમેશને સારૂં નહિ પણ ફક્ત એક અમુક ઠરાવેલા વખત સુધીજ.

નેહેરો વગેરે ખેતરને પાણી પાવાના કામો ઉપર ઘણા ભાગમાં ખેતીવાડીનો આધાર રહેલોછે. ઘણે ઠેકાણે તો તેવું ખેડુતો પોતે કરી લેછે. તેઓ કુવા ચણાવેછે, તળાવો બાંધેછે, નહેરો ખોદેછે, વિગેરે જે કંઇ જે જગ્યામાં ફાવે એવું હોય તે કરેછે. પણ કેટલે ઠેકાણે પાણી પૂરૂં પાડવાનાં ભવ્ય કામો સરકારે માથે લીધેલાં છે. તે કામો બે રીતનાં છે; એક તો નદીના પટ વચ્ચે બંધ બાંધીને કુદરતી રસ્તો બંધ કરીને, નવે ખોદેલે રસ્તે પાણી વાળીને, જે જમીનને પાણીની તંગાશ હોય ત્યાં લઇ જવું; અથવા તો ફક્ત બંધજ બાંધી પાણીનો રસ્તો અટકાવી, તેને આસપાસની જમીનમાં ફેલાવા દેઇને તે ફળદ્રુપ જમીનને પાણી પાવું. પહેલી રીતિ ઉત્તર હિંદુસ્તાનમાં ને બીજી પૂર્વ કિનારાપર ચાલેછે. આવાં કામોની અંદર કેટલા રૂપિયા વાપરવામાં આવેલાછે તથા તેમાંથી શી ઉપજ થાયછે, તે બરોબર ગણી કહાડવું અશક્ય છે કારણ કે તેનો હિસાબ જમીનની વસુલાત જોડે મિશ્ર થઇ ગયેલો છે. એ તો ખરી વાત છે કે ખેતરને પાણી પૂરૂં પાડવાને લગતાં કરેલાં કેટલાંક કામોમાંથી સારી ઉપજ થાયછે. પણ આપણે કહેવું જોઈયે કે જે બે કંપનિયે આવી તરેહનાં બીજાં કામો પોતે કરવાનો પ્રયત્ન કર્યો હતો તેઓ પૈસાની ખોટ જવાને લીધે બંધ થઇ ગઈ. પણ આવા ઘણા પૈસા ખરચ થાય એવાં કામો કે જે ખાનગી માણસોથી ન થઈ શકે તે સરકાર, સઘળી જમીનના માલધણી અને દુકાળના અટકાવનાર તરીકે, કરી શકે.

# પ્રકરણ ૭.

## બ્રિટિશ રાજ્યથી હિંદુસ્તાનની સ્થિતિમાં થયેલા ફેરફાર.

આપણે દેશની તથા તેમાં વસતા લોકોની ટુંકામાં હકીકત આપી, તથા બહારથી જોતાં રાજ્યતંત્રની રચના કેવીછે તેના વિષે પણ કહી ગયા. હવે ઇંગ્રેજી રાજ્યથી હિંદુસ્તાનની પ્રજાપર શી અસર થઈ છે તે જાણવું બાકી રહ્યુંછે. આ કામ કેટલું મુસ્કેલી ભરેલું છે તે જે લોકોએ પોતે આ બાબતોમાં માથાકુટ કરી જોઇ છે તેઓને સહેજ માલમ પડશે. હાલમાં હિંદુસ્તાન વિષે ચોપડિયો તથા ચોપાનિયાં તો એટલાં બધાં લખવામાં આવેલાંછે, અને તે દરેકમાં એવી એવી તરેહના જુદાજુદા મત બતાવેલાછે કે તે વાંચવાથી સ્વભાવિક રીતે માણસ ગુંચવાયા વગર રહેજ નહિ. આવા એક બીજાથી વિરૂદ્ધ મતોના ગણગણાટની અંદરથી ખરી વાત કહાડવી એ તો બનવાની આશાજ શી! તોપણ આવી ગુંચવણને લીધે "ઇંગ્રેજ લોકો હિંદુસ્તાનના લોકોપર રાજ્યસત્તા ચલાવેછે ને તેમને સારૂં તેઓએ જેકાંઈ કર્યુંછે, તેને વાસ્તે દેશિયો તેમના આભારી થયાછે કે નહિ?" આ અગત્યના સવાલનો જવાબ આપવાનો યત્ન કરવાનું કામ આપણે માથેથી કહાડી નાંખવું ન જોઇયે.

આ વિષે બે પક્ષો પડ્યાછે તેમાંના પક્ષાધારિયોના મતમાં જેટલો ફેરફાર જોવામાં આવેછે તેટલો બીજે ભાગ્યે જોવામાં આવશે. એક તરફ કેટલાક ટીકાકારોની હુંશિયાર ટોળી બંધાઇછે. તે કહેછે કે જે બધું થાયછે તે માઠા સારૂં છે. એ ટોળીના માણસો હબકાવી મારે એવા આંકડા ઉપર આંકડા નજર આગળ લાવી મુકવા સમર્થ છે. તેઓનો સપાટો એવો સખ્ત છે કે તેથી તેમના ભણી ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી. તેમના કહેવામાં એમ છે કે હિંદુસ્તાન ઉપર ઇંગ્રેજ લોકો ફકત પોતાનોજ ફાયદો ચાહી રાજ્ય ચલાવેછે. તે લોકો જેટલે દરજ્જે

સ્વાર્થી છે તેટલે દરજ્જે અજ્ઞાન પણ છે. દેશમાંથી ઉપજ વસુલ કરવાની રીતિ ઘણી જુલમી છે અને ઇનસાફી ખાતું તે છુટેછુટે ચાલતું જુઠાણુંજ છે. દેશ દિવસે દિવસે પરદેશ માલ જવાને લીધે ખાલી થતો જાયછે તથા જમીનનો કસ ઉતરી જાયછે. જ્યારે ત્યારે લોકોને અન્નપાણીના સાંસા હોયછે અને તેઓ હમેશાં લેણદારોના પંજામાં પીલાયા કરેછે.

બીજી તરફથી અધિકારી મંડળ કહેછે કે જે થાયછે તે સારા સારૂંજ થાયછે; તેઓ ઇંગ્રેજી રાજ્ય વિષે એટલો બધો સારો મત જણાવેછે કે તે ખરો હોઇ શકેજ નહિ. એ મત પ્રમાણે, ઇંગ્રેજી રાજ્યને લીધે હિંદુસ્તાનને પરદેશી રાજ્યના હુમલાનો ભો બિલકુલ જતો રહ્યોછે એટલુંજ નહિ, પણ તેનેજ લીધે હિંદુસ્તાન બધી રીતે શાંત છે તથા સર્વ લોકોને ઇનસાફ મળેછે. માબાપ છોકરાપર પ્યાર રાખેછે તેવો સરકાર લોકોપર રાખેછે; લાખો ને કરોડો રૂપિયા દુકાળ વગેરે સંકટો અટકાવવા તથા મટાડવામાં ખરચેછે; રેલવે તથા પાણી લાવવાને નહેરો વગેરૂ બાંધેછે; કેળવણી આપવાને ઘણીજ મહેનત લેછે; અને ગરીબમાં ગરીબ ખેડુતને પણ જમીનની માલકી મળેછે. વળી એમ કહેવામાં આવેછે કે હાલમાં દેશનો વેપાર એકદમ ઘણોજ વધવા માંડ્યોછે; કરો ઓછા કરવામાં આવેછે તોપણ ઉપજ વધારે આવતી જાયછે; જો કે પ્રજાને માથે થોડું દેવું છે તથાપિ તેને બદલે જાહેર બાંધકામો ઘણાં સારાં થયેલાં છે; નવી કારીગરિયોને સરકાર તરફથી આશ્રય મળતો જાયછે; તથા વસ્તીની સંખ્યા હંમેશ વધતી જાયછે.

આ બે મતમાંથી ફલાણાનું કહેવું ખોટું અથવા ખરૂં છે એનો તકરાર ચલાવવાની કંઈ જરૂર નથી. બે એ તરફેણવાળાઓએ જે કાંઇ વધારીને વાત કહેલી છે તે જો કહાડી નાંખિયે તો બન્નેનું કહેવું કેટલીક રીતે ખરૂં છે એમ આપણે માન્ય કરી શકિયે. પણ તેમ કરવાથીએ સંતોષકારક નિર્ણય કરી શક્યા એમ તો બનતું છે નહિ. રાજ્યનીતિને લગતી

દરેક તકરારની માફક અહિંયાં પણ જે મૂળ સિદ્ધાંતને વળગી રહી આપણે બધી હકીકત તપાસિયે તે ઉપર સઘળો આધાર રહેછે. પહેલા મતવાળાઓ જે સિદ્ધાંતને આશ્રયે તકરાર કરેછે તે એ છે કે, ઇંગ્રેજલોકો એ બિલકૂલ હિંદુસ્તાનમાં જવું જોઈતું નહોતું ને તે લોકોને હિંદુસ્તાનપર રાજ્ય ચલાવવાનો વ્યાજબી રીતે હક નથી. બીજા મતવાળાઓ જે સિદ્ધાંત પકડી પડ્યાછે તે એ છેકે, બહુજ સારી રીતે કેળવણી પામેલા ઇંગ્રેજો ઇંગ્લાંડમાંથી બીજા દેશમાં મોકલવામાં આવે તો કંઇ છેક બેવકુફાઇથી જુલમ કરે એ સંભવેજ નહિ. પહેલા મતવાળાઓને આપણે એવો જવાબ આપવાનો છે કે વહીવટી રાજ્યકારભારિયે તો, હકીકત જે જેવી હોય તે તેવી કબુલ રાખવી જોઇયે. હિંદુસ્તાન ઇંગ્લાંડને તાબે છે, અને જ્યાં લગી તે સંબંધ તુટ્યો નથી ત્યાં લગી ઇંગ્લાંડે હિંદુસ્તાન તાબે કરવામાં મોટો અન્યાય કર્યોછે એમ ધારી, તેણે થોડું કે ઘણું જે કંઇ હિંદુસ્તાનના હકમાં સારૂં કર્યુંછે તે આપણે ભુલી જવું ન જોઇયે. તેમજ બીજા મતવાળાઓને આપણે કહેવાનું છે કે હિંદના ઇંગ્રેજ અમલદારો પોતાની ફરજ બરોબર બજાવશેજ એમ કદી કબુલ રાખીયે તોયે, ઇંગ્લાંડની સરકારે તેમના ઉપર ત્યાંના અમલદારો કરતાં વધારે દેખરેખ રાખવી જોઇયે. કારણ કે હિંદના ઇંગ્રેજ અમલદારો ઇંગ્લાંડથી બહુજ દૂર પડ્યાછે તથા તેઓને શીર જવાબદારી કાંઇ છે નહિ.

હવે, શું કરવું વ્યાજબી હતું અથવા શું ગેરવ્યાજબી કર્યું છે એ વાત કોરે મુકિયે છિયે ને જે જે નાની બાબતો ઉપર આ બે મતો આટલા બધા જુદા પડેછે તે વિષેનો આપણે વિચાર કરિયે. ત્યારે પહેલો સવાલ એ ઉઠેછે કે, સો વરસથી ઇંગ્રેજી રાજ્ય છે તેમાં હિંદુસ્તાનની સ્થિતિ સુધરી કે કેવી રીતે? આ સવાલનો ખરો જવાબ આપવાને સારૂં, છેક હવણાં મોગલ રાજ્ય ભાગી તુટી અવસ્થામાં આવી પડ્યું હતું તેજ વખતની હિંદુસ્તાનની સ્થિતિ તથા હાલની સ્થિતિને સરખાવવી એ

બસ નથી. જમાનાના જમાનાથી ચાલ્યું આવતું દેશી રાજ્ય (ગમે તો મુસલમાન અથવા હિંદુનું) તે શું ને કેવી રીતનું હતું તેનો એક ચિતાર આપણા મગજમાં લાવીને તેને પડછે ઇંગ્રેજી રાજ્યના એક પ્રાંતનો ચિતાર આપવો જોઇયે; પૂર્વની નરી પધ્ધતિને પશ્ચિમની નવી કેળવણીનો મુકાબલો કરવો જોઇયે.

હિંદુસ્તાનનો ઇતિહાસ જોતાં બે વાત આપણને ઘણી સ્પષ્ટ જણાઇ આવેછે. એક તો રાજ્ય ગાદીની અસ્થિરતા ને બીજું *સામાજીક અવસ્થાની સ્થિરતા. રાજ્યવંશો એક પછી એક એવી ઝડપથી બદલાતા જોવામાં આવેછે કે વિચારતાં આપણી અક્કલજ ગુમ થઈ જાય. નવી રાજ્યધાનિયો બાંધવામાં આવેછે ને પાછી તે છોડી દીધેલી જોવામાં આવેછે; પણ ગામડામાં લોકોની રહેણીમાં, ખેતીવાડીમાં, અને સાધારણ કારીગરીના કામોમાં, હજારો વર્ષે પણ બિલકૂલ ફેરફાર દેખાતો નથી. ખરો ઇતિહાસ મુસલમાનોની ચડાઇથી શરૂ થાયછે. પણ તે વખત પહેલાં પણ અસલના હંદુ રાજ્યોમાં કંઇ કંઇ ઓર ઉથલ પાથલો થતી એવું ઘણી બાબતો પરથી સ્પષ્ટ જણાઈ આવેછે; અને તે ઉથલ પાથલો ઘણું કરીને જુદા જુદા ધર્મમાર્ગની તકરારોના સબંધમાં થતી. બુદ્ધ માર્ગિયો, વેદ માર્ગિયો, શિવ માર્ગિયો, વૈશ્નો, લીંગાયતો, અને જૈનો એક બીજા વચ્ચેની ધર્મની તકરારોનો નીવેડો તરવાર વતી કરતા. મુ-સલમાનો આવવાથી પરદેશી રાજ્ય કર્ત્તાઓ થયા એટલુંજ નહિ, પણ એક નવો ધર્મ પણ દાખલ થયો. તેઓની દરેક ચડાઇમાં ઘણી કતલ તથા જબરદસ્તી થતી, અને આખરે તેઓએ ફતેહ પામીને પોતાનું રાજ્ય સ્થાપ્યું તો પણ હમેશાં ઘણી સખતાઈ ને ઘણી લૂટફાટ કરતા. સ્થૂળ વિચારથી તો એમ માલમ પડશે કે હિંદુ રાજાને તાબે રહેવામાં ને મુસલમાન રાજાને તાબે રહેવામાં લોકોને કંઇ વધારે ફેર નહોતો.

* Social condition.

ઘણાખરા મુસલમાન રાજાઓ હિંદુસ્તાનના લોહીના હતા. જે જે પાદશાહતે આવતા તે હિંદુસ્તાનના રહિશ થઇ રહેતા. મુગલોના વખતમાં વસુલાત જરા સખ્તાઇથી લેવામાં આવતી પણ કરો ઉઘરાવવાની રીતિ તો અસલથી દેશમાં ચાલતી આવી હતી તેજ હતી. આ ઉપરથી જણાયછે કે રાજ્યવંશોમાં વારંવાર થતા ફેરફારની વાત જો એક કોરે રાખિયે તો, ગમેતે એક અમુક વખતની લોકોની વાસ્તવિક સ્થિતિ લઇયે તો તે દરેક વખતની લોકોની સ્થિતિના નમુના તરીકે ચાલી શકે.

હિંદુસ્તાનમાં ગ્રીસ, અરબસ્તાન, તથા ઇટાલીથી જે લોકો અસલના વખતમાં આવતા હતા તે લોકો હિંદુસ્તાનના લોકોની ઘણી ઊંચી કેળવણીથી આશ્ચર્ય પામતા. ઘાડી વસ્તીવાળા શહેરો, મહા મેહેનતની ખેતીવાડી, કુશળ કારીગરી, ધમધોકાર ચાલતો વેપાર, અને શુશોભિત ઇમારતો વિગેરે આ મુલકને નૈસર્ગિક† છે. પ્રાચીન ઇજીપ્ટ તથા બેબીલોનિયાની પેઠે અહિંયાં પણ, ઘણા સૈકાની પરંપરાથી ચાલી આવેલી કેળવણીને લીધે દેશને તથા લોકના સ્વભાવને ઘણુંજ અનુકૂળ આવતું ‡સામાજીક બંધારણ બંધાયું હતું. આ સામાજીક બંધારણ ધંધારોજગારી કામના હકમાં અનુકૂળ પડતું હતું, જેથી થયેલા ભવ્ય કામો અદ્યાપિ પણ જોવામાં આવેછે. દુનિયાદારીની બાબતમાં તે બંધારણે જો કે મનુષ્યના મનની વાસનાઓ વધારી તો નહિ તથાપિ તે વાસનાઓ સંતોષી તો ખરી. પણ તે બંધારણને લીધે લોકોએ રાજ્ય કારભારની બાબતમાં બિલકૂલ આગળ પગલું ભર્યું નહિ. હાલમાં છે તેના કરતાં તે વખતમાં લોકોને કામે લાગવાના રસ્તા વધારે હતા. જે અગણિત રાજ્ય દરબારો હતાં તે, કિર્તીની ચાહના રાખનારાઓને પોતાની ઇચ્છા પુરી પાડવાનાં સ્થાન હતાં, તથા ત્યાં સાહસ કામ કરનારાઓને ઉત્તેજન

†Indigenous=નિરૂઢ.

‡Socialorganisation.

મળતું. આ કારણને લીધે દરેક જાતની કળા ખિલી આવવા લાગી, ને તેથી કરીને શહેરી રહેણી પણ સુધરી. કારીગરો જથાબંધ મોટા મોટા ગામોમાં જઇ વસ્યા તથા તેઓએ હસ્ત કળામાં એટલું તો કૌશલ્ય મેળવ્યું કે તે હાલના વખતમાં પણ આપણને આશ્ચર્ય કારક લાગેછે. વેપારિયો તથા સરાફો એટલા બધા ધનાઢ્ય હતા કે જો લોકોની માલમિલકતનું સંરક્ષણ રાજ્ય તરફથી ન થતું હોત તો તેઓ તેવા થઈ શકત નહિ. અરાઢમા સૈકામાં યુરોપ સાથે વેપાર ચલાવવાનું મુખ્ય બંદર સુરત હતું. અને તે વખતની તે શહેરની વસ્તીની ગણત્રી ચાર લાખથી માંડીને તે આઠ લાખ સુધીમાં થયેલી છે. ઇ. સ. ૧૭૫૭ માં કલાઇવ જે વખત મુર્શીદાબાદમાં આવ્યો તે વખતે તે લખેછે કે "આ શહેર લંડન જેટલુંજ મોટું, વસ્તીવાળું, અને પૈશાદાર છે, ને ફકત ફેર એટલોજ છે કે આ શહેરમાંના કેટલાએક માણસો પાસે પેલા શેહેરના લોકો કરતાં ઘણીજ વધારે મિલકત છે." ઇ. સ. ૧૬૬૪ માં શીવાજીએ સુરત લુટ્યું ને દશ લાખ પાઉંડ (એક કરોડ રૂપિયા) લઈ ગયો એમ કહેવાયછે. શાહાજાન (ઇ.સ. ૧૬૨૮થી ૫૮) ના મયૂરાસનની કિંમત ટ્રેવરનિયર નામના ઝવેરિયે ૬૫ લાખ પાઉંડ (સાડા છ કરોડ રૂપિયાની) કરી હતી. ઇ. સ. ૧૭૨૯માં નાદિરશાહે દિલ્હી સર કર્યું તે વખતે તેની લૂટ નેવું લાખ પાઉંડ (નવ કરોડ રૂપિયા)ની હતી એમ અનુમાન થયેલું છે. પ્લાસીની લડાઇ પછી ઇંગ્રેજ લોકોને વીસ લાખ પાઉંડ (બે કરોડ રૂપિયા) મળ્યા હતા.

પણ કોઇ એમ કહેશે કે આવી રીતે કેટલેક ઠેકાણે ઘણોજ પૈસો હોય પણ સાધારણ રીતે લોકો ઘણા ગરીબ હોય એવું બની શકે. પણ એવું હતું એમ માનવાને કંઇ સાબિતી નથી. આપણે જાણિયે છિયે કે હાલમાં ઇંગ્રેજ લોકોના કબજામાં જેટલો મુલક છે તેથી ઘણા ઓછા મુલકમાંથી અકબરને ખરચ વગેરે જતાં ચોખ્ખી ચાર કરોડ

પાઉંડ ( ૪૦ કરોડ રૂપિયા ) ની ઉપજ રહેતી; અને આ ઉપજ તેના પછીના બાદશાહોના વખતમાં બમણી થઇ હતી. જોકે મોગલોના રાજ્ય કારભારિયો ઘણી સખતાઇથી વસુલાત લેતા, તો પણ જો ખેતીવાડીની ચડતી સ્થિતિ ન હોત, ને લોકો પાસે પૈસા હોત નહિ, તો આટલી મોટી રકમ તે લોકો ઘણા વર્ષો સુધી લઇ શકત નહિ. હિંદુસ્તાન સત્તરમા સૈકામાં વધારેમાં વધારે આબાદીએ પહોંચ્યું. ઇ૦ સ૦ ૧૭૦૭ માં ઔરંગઝેબ ગુજરી ગયો ત્યાર પછી અંધેર ચાલ્યું. મરાઠાઓની લૂટફાટથી જ્યાં ત્યાં લોકો ઘણાજ દુઃખી થયા, અને આપણે કહ્યા વગર ચાલતું નથી કે બેસતા અમલના ઇંગ્રેજ અધિકારિયોએ દેશમાંની દોલત ઉસરડી જવામાં ભાગ લીધો. પણ દેશી રાજ્યોના વખતમાં હિંદુસ્તાનની કુદરતી પેદાશો એટલે બધે દરજ્જે કેળવાયેલી હતી કે તેવી પછીથી કોઈ દિવસ થઈજ નથી. આવી સારી ફળદ્રુપ જમીનની ખેતીવાડીથી જે ફાયદો રહેવો સ્વભાવિક છે તે દેશમાં રહેતો અને તેથી જુદી જુદી સ્થિતિના માણસોને તથા જુદી જુદી જાતની કારીગરીને આશ્રય મળતો. યુરોપના વેપારિયોનું ચિત્ત હિંદુસ્તાન તરફ પહેલું ખેંચાયું તે કંઈ તેની કુદરતી પેદાશને લીધે નહોતું, પણ તેના હુનરથી બનાવેલા સામાનને લીધે હતું. એવીતો ઝીણી મલમલો અહિં થતી, એવાંતો ઉંચાં રેશમી ને કસબી કપડાં બનાવવામાં આવતાં, તથા સુતરના કાપડ ઉપર એવા ચિત્ર વિચિત્ર રંગ છપાતા, કે તેવા પોતે તૈયાર કરવામાં ઇંગ્લાંડના કારીગરો ઘણા કાળ સુધી ફાવ્યા નહોતા.

હિંદુસ્તાનમાં ઘણા સૈકાઓથી ખેતીવાડીમાં બિલકૂલ ફેરફાર થયો નથી. પરા પૂર્વની ખેતીની રીતિ જોકે ઘણીજ સાદી છે તો પણ તે દેશની જમીનને તથા હવા પાણીને અનુકૂળ છે. ઇંગ્રેજ લોકોના નમુનાનાં ખેતરો ઉપરથી આપણા ખેડુતોમાં કંઇ પણ નવું જ્ઞાન આવ્યું નથી, ને ફંકત કેટલીક જગ્યાએ બટાટા શિવાય બીજો કંઈ નવો પાક પણ તે

એઓએ દાખલ કર્યાં નથી. દેશના ઘણાખરા ભાગમાં બાજરી, વરસાદ વાળી નીચી જમીનોમાં ડાંગર, અને અનાર્દ્ર વાયવ્ય પ્રાંતોમાં ઘઉં ઘણા થાયછે. ને તેની સાથે વળી કઠોળ, શાકભાજી, તલ, દિવેલિયા વિગેરે પણ પાકે છે. ખેડુઓ એક પછી એક કયારે કયારે વાવણી ને કયારે લા-વણી કરવી તે બરોબર જાણેછે અને વારાફરતી પાક બદલવા વિષેની તથા ખાતર નાંખવાની રીતિમાં તેઓ કેટલાક લોકો ધારેછે તેવા કંઈ અજ્ઞાન નથી. પણ તેમનો મોટો આધાર પાણીની આવક ઉપર છે. તે કાંસથી, બાંધથી, કે કુવા કે તળાવથી ગમે તે રીતે પાણીની આવક કરતાં તથા તેને વાળી લાવતાં તેઓ પોતાની મળેજ શીખ્યાછે. આ વી તરેહનાં જે કેટલાંએક અસલનાં કામો છે તેમાં ઘણીજ વખાણવા લાયક ઇજનેરી અક્કલ વાપરેલી જોવામાં આવે છે. અને અસલની દેશી રીતિને અનુસરીને જે આવી તરેહનાં કામો ઇંગ્રેજ લોકોએ કર્યાં છે તે જ ઘણાં ફતેહમંદ થયેલાં છે. ભારે આફત તથા દૈવકોપ હાલમાં આવી પડે છે તેવી રીતે તે વખતમાં પણ આવી પડતા. અનાવૃષ્ટિ, રેલ, તથા ચક્રવાત કોઇ કોઇ વખતે જાનવરનો, ને માણસનો, ને પાક પેદાશનો સંહાર વાળી નાખતા. પણ તેવી કોઈ કોઇ વખતની મોંઘવારી તો તે સમની સારી રહેણીને લીધે, તેઓ વખત વધારે સેહેલાઇથી ખમતા હશે. અને વળી તે વખતમાં દુકાળ આવી પડવાનાં કારણોમાં લડાઇ પણ એક કારણ હતું.

હાલમાં હિંદુસ્તાનમાં જેટલી ઘાડી વસ્તી છે તેટલી પહેલાં કોઈ દિવસ નહોતી એવુંતો આપણે કબુલ કરવુંજ પડશે. પરંતુ હાલમાં સારી જમીન પહેલાંના કરતાં વધારે માણસોનું પોષણ કરેછે એવું એ-ટલી બધી ખાતરથી કહેવાય નહિ. હાલમાં વસ્તીમાં જે કંઇ વધારો થયેલોછે તે જે ભાગમાં ઘણી પડતર જમીનછે ત્યાં થયો છે; ને આ પડતર જમીનમાંનો ઘણો ભાગતો પહેલાં કોઇ વખતે ખેડાતો હશે એ

વાત ભુલી ના જવી જોઇયે. ઇંગ્રેજી રાજ્ય નીચે વસ્તી વધી છે એવું જે કહેવામાં આવે છે તે ઉપર ભરોસો રાખવામાં અયોધ્યાની હકીકત જોતાં આપણે ખંચાઇયેછિયે. તે મુલક અસલ ગેરબંદોબસ્તના સબબથી ઇ. સ. ૧૮૫૬ માં સરકારે ખાલસા કીધો. ત્યાર પછી બીજે વર્ષે બળવો થયો અને આશરે એક વરસ લગી એ તોફાન બધે ચાલ્યું. આ ઉપરથી આપણને વસ્તીની સંખ્યા પહેલાં તો ઘટી ગયેલી માલમ પડવી જોઇયે. તેમ છતાં એ કદાચ ઘટી ગયેલી ન માલમ પડે તો પછી એકદમજ વધતી તો માલમ પડવીજ જોઇયે. ખરેખરી હકીકત ઉપરથી જે કાંઈ જાણી શકાય તે તો આથી કેવળ ઉલટુંજ નીકળેછે. ઇ. સ. ૧૮૬૮ માં, એટલે બળવા પછી ફકત દસજ વરસે, અયોધ્યાનું પહેલું વસ્તીપત્રક થયું. તે પ્રમાણે ત્યાં ૧૧,૨૨૦,૨૩૨ માણસની વસ્તી હતી. એટલે દરેક ચોરસમાઇલે ૪૬૮, અથવા દરેક બેડાણ એકર જમીને એક માણસની વસ્તી પડી. આ વસ્તી હિંદુસ્તાનના બીજા બધા ભાગોના પ્રમાણમાં ઘણીજ વધારે હતી કારણ કે તે વખતે બંગાળામાં એક ચોરસમાઇલે ૩૮૩ ને વાયવ્ય પ્રાંતોમાં ૩૭૮ માણસની વસ્તી હતી. પણ આટલેથીજ બસ નથી. જ્યારે ઇ. સ. ૧૮૮૧ માં અયોધ્યાનું ફરી વસ્તીપત્રક થયું ત્યારે પહેલી વખતના કરતાં ૨૦૦,૦૦૦ થી પણ ઓછો વસ્તીનો વધારો માલમ પડયો. એટલે ૧૩ વરસની અંદર ફકત સેંકડે ૧·૬ નો વધારો થયો, જો કે બ્રિટિશબરમાહ તથા મધ્ય પ્રાંતોમાં તેટલાજ વખતમાં ૨૫ ને ૩૫ ટકાનો વધારો થયો હતો. અને આમ થવાને સારૂં દુકાળ અથવા એવું કાંઈપણ કારણ આવી પડ્યું નહોતું. આ ઉપરથી આપણે બે વાત જાણી. એક તો એ કે દેશીરાજ્યના અંધેર તથા લડાઇની મારકાપમાંથી તરતજ છુટેલા મુલકમાં પણ એક એકર જમીને એક માણસની વસ્તીની સરાસરી હોઇ શકેછે; ને બીજુ કે ઇંગ્રેજી રાજ્ય નીચે વસ્તીમાં વધારો છેક નહિં જેવો થયો ને જે થયો તે પણ જેટલી ખેતીવાડી વધી તેજ પ્ર-

માણમાં થયો. આ ઉપરથી એમ સાફ જણાયછે કે દેશીરાજ્યનો બંદોબસ્ત કે ગેરબંદોબસ્ત ગમે તે કહો, પણ તેમાંએ ઘાડી વસ્તી હોઈ શકે છે. ખરી વાત એ છે કે જેમ બીજા બધા દેશોમાં હોયછે તેમ અહિં પણ વસ્તી દેશકાળ પ્રમાણે જેટલી ઘાડી થઇ શકે તેટલીજ હમેશાં થશે ને તેથી વધારે ઘાડી કોઇ દિવસ થવાની નથી. હિંદુસ્તાનમાં બીજા દેશની માફક લોકો દેશ છોડી દઇને પરદેશ જતા નથી એટલે તે વાત આપણે ધ્યાનમાં લેવાની જરૂર નથી. અહિં તો વિચારવા જેવી બાબત એક ખેતીવાડીજ છે. જે જે ઠેકાણે ખેડાણ કરવા સારૂં પડતર જમીનો છે ત્યાં ત્યાં વસ્તી ઘણી ઝડપથી વધેછે ને તે વધારો અમેરિકામાં થાયછે તેના કરતાંજ ઓછો હોયછે. જ્યાં આવી રીતે ખેડાણ કરવાને જમીન નથી ત્યાં તો વસ્તી વધતીજ નથી, ને જો વધેછે તો બહુજ ધીમેથી. અહિં વસ્તી વધવામાં હરકત લાવનાર ફક્ત એકજ કારણ છે; ને તે ખોરાકની તંગી છે. જે દેશમાં ખેતીવાડી એજ લોકોનો એકલો ધંધો છે ત્યાં ત્યાં એવું થવું સ્વભાવિકજ છે. તેથી પહેલાંના વખતમાં જે પ્રમાંણમાં બીજા ધંધાઓ હતા તે પ્રમાણમાં હાલના કરતાં વસ્તી વધવાનો વધારે સંભવ હતો.

બ્રિટિશ રાજ્ય નીચે લોકોની વાસ્તવિક સ્થિતિ કેવીછે તેનો વિચાર કરિયે છિયે, ત્યારે દેશને લગતા જે આપણે મુખ્ય નિયમો (રાજ્યવંશની અસ્થિરતાને સામાજીક અવસ્થાની સ્થિરતા) કહ્યા તે કેવળ ફરીગયેલા જોવામાં આવેછે. રાજ્યગાદી હવે સ્થિર થઇ છે પણ ગ્રામ્યવસ્તી પોતાની સામાજીક સ્થિરતા ખોતી જાયછે. ઇંગ્રેજોએ અહિં યુરોપની રાજ્યરીતિ દાખલ કરી, અને બરોબર વ્યવસ્થિત રાજ્યતંત્ર ચલાવ્યો, અને તેની સાથે એવી ગોઠવણ કરી કે તેના અમલની જરાએ અવજ્ઞા થઈ શકે નહિ. આમ કરવાથી અમે હિંદુસ્તાનને બહુજ મોટો રાજકીય ફાયદો કરિયે છિયે એવી ચોખ્ખા દિલની પુખ્ત ધારણાથી તેમણે તેમ કર્યું. પણ અજાણે અજાણે તેમણે જુની આંખે નવાં ચસમાં પહેરાવ્યા જેવું કર્યું છે.

આ ફેરફાર બહુજ ધીમેથી થવા માંડ્યો ને તે હજી સુધી પણ પુરો થયો નથી. થતા અમલના પહેલા પહેલા ઇંગ્રેજો અહિં રાજ્ય ચલાવવા આવ્યા તે લોકોએ જેમ ચાલતું હતું તેમ ચાલવા દીધું. તેમનાથી બન્યું તેવી રીતે તેઓએ અહિંની દેશીરીતિયોમાં ભળવાનો પ્રયત્ન કર્યો. તેઓના વખતમાં લોકોની સ્થિતિ દેશીરાજ્યના વખતમાં હતી, તેવીને તેવી જ રહેવી જોઇયે. ફકત ફેર એટલોજ હતો કે સ્થાનિક રાજ્યાશ્રય બંધ થવાને લીધે સાહસિકોને તથા કારીગરોને ઉત્તેજન મળતું બંધ થયું. પણ હાલમાં ત્રીશેક વરસથી રાજ્ય ચલાવનારાઓના વિચારોમાં તથા આપણા લોકોની સ્થિતિમાં એક નવો ફેરફાર થવા માંડ્યોછે. ને તે ફેરફાર બહુજ ઝડપથી પસરતો જોયછે. આ ફેરફાર લોર્ડ ડેલ્હોઝીના વખતમાં શરૂ થયો. ઇંગ્રેજી રાજ્યપદ્ધતિનો ફાયદો લોકોને તેમની ખુશી હોય કે ન હોય તોપણ આપવો એવો મત એણે ચલાવ્યો. બળવો થયાથી આ મત પ્રમાણે ચાલવું થોડા વખત સુધી બંધ થયું. પણ ત્યાર પછી પાછું રેલવે ને આગબોટોથી થતી અસરને લીધે આ મતને પરોક્ષ ટેકો મળ્યોછે, ને વળી જે જે બહુ ચાલાક ને ઉત્સાહી ઇંગ્રેજી અમલદારો થયા તેમણે એ મતને સાક્ષાત ટેકો આપ્યો.

આથી થતાં પરિણામની અસર બધે જોવામાં આવેછે; પણ વધારે ખુલ્લી રીતે જમીનની વ્યવસ્થામાં જણાઈ આવેછે. કારણ કે જમીનની વ્યવસ્થાની બાબત એવીછે કે તેની અસર ઘેર ઘેર જોવામાં આવેછે. આપણે કહી ગયા છિયે કે જમીનની વ્યવસ્થા જુદા જુદા ભાગમાં જુદી જુદી તરેહની છે પણ બંગાળા શિવાય બીજે દરેક ઠેકાણે મુખ્ય મુખ્ય બાબતો તો એકની એક છે. વસુલાતનો આંકડો ઘણીજ બારીકીથી હિસાબ ગણીને ઠરાવવામાં આવેછે અને ચીજોની કિંમતમાં વધારો થયો છે તેના પ્રમાણમાં તે આંકડાની સરાસરી ભારેછે એમ કહેવાય નહિ. તે આંકડો ઘણાં વરસ સુધી તેનો તેજ રાખવામાં આવેછે, ને તેમ કર-

વાની મતલબ એ છે કે વખતે જમીનની ઉપજ વધે કરે તો તેનો ફાયદો ખેડુતને મળે. આવી રીત જો આયર્લાંડમાં કર્યું હોય તો ત્યાંના ખેડુ બિચારા ઘણાજ સંતોષ પામે. પણ અહિં તો આમ કરવાથી ધાર્યો હતો એટલો ફાયદો થયો નથી. ઘણે ઠેકાણે ખેડુતો ગરીબ હાલતમાં આવી પડ્યાછે એટલુંજ નહિ પણ નષ્ટ થઇ ગયાછે. કોઇપણ ઠેકાણે તે લોકો આબાદ સ્થિતિમાં છે એવું ભાગ્યેજ માલમ પડશે.૧ આવી ખરાબ અસર કાંઇ સ્પર્ધાસિદ્ધ જમીનભાડાથી થઇછે એમ કોઇના કહેવામાં નથી. જો એટલાથીજ આવું થયું હોય તો તેનો ઉપાય તો સહેલાઇથી કરી શકાય. પણ આ તો લોકોએ કોઇ દિવસ જોયેલી નહિ એવી આ સખત રીતિ દાખલ કરવાને લીધે થયેલું છે. જો કે દેશીરાજ્યના વખતમાં હાલના કરતાં કંઇ વસુલાત ઓછી લેવાતી નહોતી ને વળી કેટલીક વખતે તો તે રીબીરીબીને ઉઘરાવવામાં આવતી, તોપણ એવો રિવાજ હતો કે સારા નઠારા પાકને અનુસરીને તે વધારે અથવા ઓછી લેવામાં આવતી. કેટલીક વખતે લોકો આનાકાની કરી આપવામાંથી બચી જતા, ને આખરે કંઇ ન થાય તો નાશી જતા. મુગલરાજ્યનો વસુલાત ઉઘરાવનાર જુલમ તો કરતો, પણ વધારે જુલમ થશે તો બીજે વરસે બીલકુલ આવક થશે નહિ એવા ભયથી તે જે કરતો તે રીતસર કરતો. આપણી હાલની રીતિ પ્રમાણે વસુલાત એકસરખી વરસોવરસ ઉઘરાવવામાં આવેછે તે એવી મતલબથી કે, તેથી ખેડુને એકવરસ ખરાબ પાક થવાથી નુકશાન થાય તો તેનો બીજી વખત સારો પાક થવાથી બદલો વળી જાય. પણ સારો પાક થાયછે તેથી થતા ફાયદાનો લાભ બિચારો ખેડુ લઇ શકતો નથી. તે હમેશાં તેના લેણદારના પંઝામાં હોયછે; તથા આવી રીત વસુલાતનો આંકડો થોડો ઠરાવી તે હમેશાં બરોબર સખતાઇથી લેવાની રીતિથી ફક્ત ફાયદો તેના લેણદારોનેજ થાયછે. રેવન્યુ અમલદારોને બાકી વસુલ કરવીજ જોઇયે તેટલા માટે તેઓ ખેડુત સામે કાયદાસર ઇલાજ

લેછે; બીજી તરફથી ક્યારે ને કેવી રીતે દાવો માંડવો તે જાણનારા પાકા લેણદારો દિવાની કોરટોથી પોતાનો લાભ સાધેછે. આવી રીતે બે તરફથી ખેડુનો મરો થાયછે. ઠરાવેલો કર હમેશાં લેવાની, ને તડાકધડાક ઇનસાફ આપવાની, યુરોપિયન રીતિ હિંદુસ્તાનને લાગુ પડવાથી આવી અસર થાયછે. પણ આવી તરેહથી થતું નુકશાન સરકારની નજરમાં ઉતર્યું જણાયછે; ને ખેડુતને જરાક બચાવવાને સારૂં નીચેના ત્રણ ઠરાવ કરવાનો સરકારનો વિચાર ચાલેછે. (૧) લેણદારના સખત પંજામાંથી ખેડુતને બચાવવા સારૂં લેણદેણના ને ગીરોના કાયદામાં કેટલોક ખેડુતને લાભ થાય એવો ફેરફાર કરવો; (૨) વસુલાત કોઇ વખત જરૂર હોય તો મુલતવી રાખ-વાનો ને વખતે બિલકુલ નહિ લેવાનો પણ અખ્ત્યાર કલેકટરને આપવો; અને (૩) સરકારની દેખરેખ નીચે ઘણાજ થોડા વ્યાજે પૈસા ધીરવાની બેંકો કહાડવી. પહેલાં એકસરખીજ વસુલાત લેવાનો ઠરાવ લોકકલ્યાણના ઇરાદાથી કરવામાં આવ્યો હતો તેવાજ સારા ઇરાદાથી આ ઠરાવો કરવાનો વિચાર ચાલેછે. પણ ગામડાની ખેતીની પરંપરાથી ચાલી આવતી કાયમ સ્થિતિ એકવાર બદલાઇ એટલે હવે પાછી હતી એવી થશે કે કેમ તે વિષે તર્ક બાંધી શકાતો નથી.

હવે આપણે સમગ્રે હિંદુસ્તાનની દોલત વિષેનો વિચાર કરિયે. વસ્તી તો પહેલાં કોઇપણ વખતે હતી તેના કરતાં ઘણીજ વધારે છે. ને તે ઉપરથી એમ જણાયછે કે પહેલાંના કરતાં હાલ વધારે જમીન ખેડાય છે. જમીન ઉપર ગુજરાન ચાલી શકે તેના કરતાં વધારે વસ્તી થતી જાયછે અથવા થશે એ અમે માનતા નથી. જે દેશોનો ખેતીવાડીપરજ મુખ્ય આધાર હોયછે ત્યાં એવી તરેહના ભયનાં સ્વભાવિક નીવારણ હોયછેજ. જોકે ઇંગ્રેજી રાજ્યને લીધે મળેલા નિર્ભયપણાને લીધે લોકોની વસ્તી વધી છે તોપણ તે ઉપરથી એમ કહેવાય નહિ કે લોકો વધારે આબાદ થયાછે. આબાદી થવાના રસ્તા તો ફકત બેજ છે. એક તો

કનિષ્ઠ હાલતના લોકોની રહેણીમાં સ્પષ્ટ દીસી આવે એવો સારો ફેરફાર કરવો જોઇયે. અથવા તો લોકો ફક્ત ખેતીવાડીનો ધંધો કરેછે તેમાંથી ઘણા લોકોને કોઈ બીજા ધંધામાં નાંખવા જોઇયે. આ બેમાંથી એકે રીતિ પકડવવામાં આવી નથી એ ખુલ્લુંજછે. જે મોટા લોકોના મતપર આધાર રાખી શકાય એવા માણસોના કહેવામાં છે કે કનિષ્ઠ હાલતના લોકોની સ્થિતિ ઇંગ્રેજી રાજ્યમાં પહેલાંના કરતાં ખરાબ થઇછે. સર રીચર્ડ ટેમ્પલે આ બાબત વિષે કંઇ ખાતરી પૂર્વક મત આપ્યો નથી. ડાકતર ડબલ્યુ. ડબલ્યુ. હંટરના ધારવામાં એમ છે કે હિંદુસ્તાનની આખી વસ્તીના પાંચમા ભાગને એટલે આશરે ૪૬ કરોડ માણસને પૂરૂં ધાન્ય પણ ખાવા મળતું નથી. આવી ખરાબ સ્થિતિમાં આવી પડેલા માણસોને વધારે સુખાકારી રહેવાના રસ્તામાં નાંખવા એ કંઇ ઉપરચોટિયા ઉપાયથી થઈ શકે નહિ. પણ તે લોકોનો જે ફક્ત ખેતી ઉપરજ આશ્રય છે, તે તેઓને બીજા ધંધાથી આજીવિકા કરવાનો રસ્તો શીખવ્યાથી ફેરવી શકાય. અને એ રીતે જમીન ઉપરજ જે અત્યારસુધી ગુજરાનનો બોજો પડેછે તે ઓછો કરી શકાય. આવું કંઈ કરવામાં આવેલું છે ખરૂં. પણ અહિંયા આગળ આપણે કહેવું જરૂરનું છે કે ખેતી ઉપર આશ્રય રાખવાથી કંઇ નુકશાન થતું નથી, પણ વધારે નુકશાન સ્થાનિક ખોરાકી પદાર્થોજ વાવી બેશી રહેવાથી થાયછે. કેવળ ખેતીવાડીમાં ગુંથાયલા લોકો અથવા (એમ કહિયે કે) ખોરાકી પદાર્થો ઉપજાવવામાંજ ગુંથાયલા લોકો પણ જો કે બહુ આબાદ નહિ તોપણ સાધારણ રીતે સારી સ્થિતિમાં રહી શકે. આ વાત અમેરિકાના પશ્ચિમ સંસ્થાનોની તથા બ્રિટિશ બરમાહની સ્થિતિ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવેછે. આવા લોકોની સ્થિતિ સારી થઇ શકે કે નહિ તેનું મંડાણ બે વાત ઉપર રહેછે. એક તો ખેડુઓ પોતાને ખાવા જોઇયે તેના કરતાં વધારે પકવી શકેછે કે નહિ? ને જો તેમ કરી શકે છે તો તે વધારાનું શું થાયછે? આ બાબત

વિષે જુદે જુદે ઠેકાણે જુદી જુદી હકીકત જોવામાં આવેછે; બરમાહમાં ને બંગાળાના પૂર્વ ભાગમાં ઘણોજ વધારો રહેછે; કે જ્યાં નહેરોથી પાણી પૂરૂંપાડવામાં આવેછે એવા વાયવ્ય પ્રાંતોમાં, મદ્રાસ ઇલાકાના જળ પ્રદેશમાં, ને મુંબઈતથા મધ્ય હિંદુસ્તાનમાં જ્યાં રૂ નો પાક થાયછે ત્યાં સાધારણ રીતે ઠીક વધારો રહેછે. દેશના બાકીના બધા ભાગોમાં ઘણું કરીને થોડોજ વધારો રહેછે. આ વધારો ચોખ્ખાના પાકમાં રહો, કે ઘઉંના પાકમાં રહો, કે રૂના પાકમાં રહો, કે શણના પાકમાં રહો; ગમ્મતેમાં હોવાથી કાંઈ ફેર પડતો નથી. હવે આ વધારાનું શું થાયછે તે આપણે જોઈયે. તે વેપારને અર્થે પરદેશ ચડાવવામાં આવેછે; એ વાતને આપણે જે તપાસ ચલાવીયે છિયે તેને કંઇ સંબંધ નથી. આપણે ફક્ત એટલુંજ જાણવાનું છે કે એ વધારાથી તરતનો ફાયદો કોને થાયછે. જમીનપર વધારે કર નાંખવાથી, ને વેપારને અર્થે પરદેશ ચડતા ચોખાપર જકાત નાંખવાથી આ ફાયદો સરકાર લઇને બીજા કરો ઓછા કરી શકે; થોડે દરજ્જે આવું કરવામાં આવેલું છે. અથવા તો જમીનદારો જમીનનું ગણોત વધારવાથી આ ફાયદો પોતે લઇ શકે; પણ આવું તો બંગાળામાં કે જ્યાં જમીનદારી રીતિછે ત્યાં પણ ભાગ્યેજ બન્યું હોય એમ લાગેછે. અથવા સરકાર કંઇ પણ હાથ ઘાલે નહિ તે પ્રમાણમાં આ ફાયદો ખેડુતો પોતે લઈ શકે; અને અમે ઘણી ખુશીથી ધારિયે છિયે કે આવું બરમાહમાં ને બંગાળાના કેટલાક ભાગોમાં બનેછે. આવી જગ્યાઓમાં ખેડુતો બીજે બધે દુનિયામાં જેવી સારામાં સારી સ્થિતિમાં રહી શકે તેવી સ્થિતિમાં રહેછે. તેઓ જે રૂપાનાં ઘરેણાંગાંઠાં પહેરે છે, તથા કાપડ ખરીદ કરેછે, તે ઉપરથી તેમની આબાદી સાફ જણાઇ આવેછે. અથવા એવું પણ બને કે આ ફાયદો જો ખેડુતો પાસે રહે તો તે લોકો પાસેથી તેમની બેવકૂફીને લીધે તેમના લેણદારો લઇ જાય. ઘણાં કારણોને લીધે એમ ફિકર રહેછે કે મુંબઇ ઇલાકાના સારામાં

ભાગોમાં આવી તરેહનું બન્યું છે.

આપણે ઉપર જે સવાલો વિષે વિચાર કરી ગયા તેના સંબંધમાંજ એક બીજો સવાલ એછે કે પાકમાં ઉપર કહ્યા પ્રમાણે જે વધારો રહેછે તેનું શું થાયછે. જ્યારે દેશી રાજ્ય હતું ત્યારે તો તે બધો દેશમાંજ વપરાતો. રાજ્યદરબારની સાહેબીને ભપકામાં અથવા દેશમાં થતી કારિગરિયોના ઉત્તેજનમાં તે વપરાતો હતો. એમાંથી ગમે તે રીતે હો પણ તેનો પરિણામ એ થતો કે રાજ્યદરબારી વૈભવમાં તથા સાંસારિક વેપાર રોજગારમાં નવા નવા ઉઠાવો નીપજતા અને એ પણ એક રીતે ફાયદોજ ગણાય. હાલના વખતમાં તો આ વધારો વેપારને અર્થે પરદેશ ચડેછે. એટલે તેનાથી પાક નિપજાવનારા શિવાય બીજા કોઇપર કાંઈ અસર થતી નથી. જેટલું આવી રીતે પરદેશ ચડેછે તેટલું હિંદુસ્તાનને નુકશાન થાયછે એમ કહેવું એ બરોબર નથી. જો સરકાર પોતાની ઉપજ, અથવા કોઈ જમીનદાર પોતાની જમીનમાંથી ઉપજતું ભાડું, અથવા કોઇ પઇસાદાર માણસ પોતાનાં નાણાં ઉપર આવેલું વ્યાજ, જો પરદેશમાં ખરચે તો તેટલું દેશને નુકશાન થયું કહેવાય. પણ આજે પાકના વધારા વિષે આપણે વાત કરિયેછિયે તેનો ઘણો ભાગ કંઇ આ ત્રણ બાબતમાંથી એકેમાં આવી શકતો નથી. એ તો ખેડુતની પોતાની મિલકત છે; અને તે આપી ખેડુત તેને સાટે ઇંગ્લાંડ પાસેથી રૂપુ ને કાપડ લે છે; આ ચાળીશ વર્ષમાં હિંદુસ્તાને આશરે ૪૦ કરોડ પાઉંડ (૪ અબજ રૂપિયા)નું રૂનું કાપડ, તથા ૩૦ કરોડ પાઉંડ (૩ અબજ રૂપિયા)નું સોનું રૂપું ઇંગ્લાંડ પાસેથી લીધું હશે.

હજીએ એક બીજી વાત વિચારવાની છે. કેટલાક લોકોના કહેવામાં એમ છે કે જેટલો પાકનો વધારો પરદેશ ચઢેછે તેટલું દેશને નુકશાન છે. કારણ કે પેહેલાં તેટલું પરદેશ જવાને બદલે દેશમાંને દેશમાં વપરાતું. એ વધારો દેશી રાજ્ય પોતે લેતું, અથવા દેશમાં થતી કારી-

ગરીને બદલે અપાતું ને તેથી પ્રજાની સ્થિતિ સુધરતી એ તરફથી જોતાં તો આ કહેવું કંઇક ખરૂં છે, જો કે અર્થશાસ્ત્ર પ્રમાણે તો આ તકરાર નભી શકે નહિ. પણ આ તકરારનો જવાબ એ છે કે હાલમાં જેટલો વધારો રહેછે તેટલો બધો પહેલાં કોઇ દિવસ રહેતોજ નહિ. હાલમાં આવો વધારો થવાનાં કારણોમાં ઇંગ્રેજી રાજ્યથી મળેલી નિર્ભયતા કરતાં હાલના વખતમાં ઘણોજ ધમધોકારે ચાલતો વેપાર એ ખરેખરૂં મોટું કારણ છે. શણ આ ત્રીસ વર્ષની અંદરજ શોધી કહાડવામાં આવ્યું એમ કહિયે તો ચાલે. એક દેશથી બીજે દેશ માલ લઈ જવાના સાધનોમાં જેમ સુધારો થતો જાયછે, તેમ ઉદ્યોગનો ઓર સાર લોકો સમજતા જાયછે. જે દેશ કેવળ નિરાળો પડયો હોય ત્યાં ગમે તે જાતની પેદાશ વધારવાને ઉત્તેજન નથી; ને જો કુદરતી રીતે બહુ વધારે પાક થાય તો તે કેવળ નિરૂપયોગી હોવાથી બગડે છે. જ્યાં બીજે દેશ માલ ચડતો નથી ત્યાં હમેશાં થતી હોય તેથી જો સારી મોસમ થાય તો તે ઉલટું ફાયદાને બદલે નુકશાનકારક થઇ પડેછે; વધારાના પાકનો કેટલોક ભાગ ખેતરમાં પડ્યો પડ્યો સડયા કરેછે એટલુંજ નહિ પણ લોકો પોતાની હાલત પ્રમાણે નભાવ કર્યા જતા હોયછે તેમાં ઘણીજ સોંઘવારીને લીધે મુશ્કેલી આવી પડેછે, અને ભારે ગરબડ થઈ જાયછે. જે લોકો હિંદુસ્તાનના ઇતિહાસથી માહિતગાર છે તેમને આ બાબતના ઘણા દાખલા મળી આવશે. મી. લિંડસે જે આસામમાં સિલ્હેર પ્રાંત ઉપર દેખરેખ રાખવાનું કામ કરતા હતા તે ગયા સૈકાના અંતમાં લખેછે કે "બે વર્ષ સુધી ચોખાનો પાક એટલો બધો થયો કે ખેડુતો જમીનનું ગણોત બિલકૂલ આપી શકયા નહિ." હાલના વખતમાં પણ ઇ. સ. ૧૮૭૦ ના બંગાળાના રાજ્યવહિવટના રીપોર્ટમાં કહ્યું છે કે દિનાજપુરના ખેડુતો મોસમ બહુજ સારી પાકી તેને લીધે બુમ પાડતા હતા. પરદેશ વેપારને અર્થે મોકલવા પકવાતો પાક દિવસે દિવસે વધારે

કરવામાં આવેછે; ને તેથી કરીને દેશમાને દેશમાં ખાવાનો પાક વાવવાને ઘણી થોડી જમીન રહેછે. આવું જે કેટલાકનું કહેવુંછે તે બિલકૂલ પાયા વગરનું છે. દક્ષિણમાં થોડા વખતપર દુકાળ પડયો તે વખતે ધાન્યની ઘણીજ માગણી થઇ હતી; આવી તરેહની ઓચિંતી માગણી કોઈ વખત થાય ત્યારે તો, ખરાબ વર્ષપાકે તેથી થતા ગેરફાયદાને અટકાવવા સારૂં ધાન્ય એકુંતો ભરી મુકેછે તે ખાલી થઈ જાયછે. પણ જ્યાં સુધી માગણી ઘણીખરી એક ધારી નિયમિત છે ત્યાં સુધી તો હંમેશાની નીપજના ફાજલ ભાગમાંથીજ તે પુરી પડાય છે. જે જે ઠેકાણેથી પરદેશ ઘણુંજ ધાન્ય ચડેછે તે ભાગો ઘણાજ આબાદ છે એટલું નહિ, પણ અછતના વખતમાં તે સઉથી ઓછું નુકશાન ખમેછે. આગગાડી, નહેરો, ને આગબોટો કરવાથી ઇંગ્લાંડે હિંદુસ્તાનને ઘણોજ ફાયદો કીધોછે; ને આ ત્રણમાં પણ આગબોટ સહુથી ચડે એવીછે.

હવે જે લોકો ખેતીવાડી શિવાય બીજે ધંધે લાગેલા છે તેમના ઉપર આપણે લક્ષ આપિયે તો, સોવસા એમ માન્ય કર્યા વગર આપણો છુટકો થશેજ નહિ કે ઇંગ્રેજ સરકારના રાજ્ય નીચે તેમની સ્થિતિ સુધરી નથી. તેમાં વધારેમાં વધારે નુકશાન વણકરોને થયું છે. દેશના કેટલાક ભાગમાં આ જાત હવે બિલકૂલ દૃષ્ટીએ પડતી નથી. ને બીજે બધે ઠેકાણે પણ એ જાત ઘટવા માંડીછે. અહિંથી ઇંગ્લાંડ ચડતા કાપડ ઉપર ત્યાં જકાત લેવાનો ધારો કહાડવાથી, તથા લેંકેશાયરે સંચાનો માલ અહિં મોકલ્યાથી, દેશી કારીગરી કેવળ બંધ થઈ ગઇ ને લેંકેશાયર પોતે તાજું થયું. હાલમાં મુંબઇને બીજે ઠેકાણે વરાળથી ચાલતા સંચાઓ થયાછે તે, પહેલાં જે દેશમાં બધે ઠેકાણે જુદી જુદી તરેહના ધંધાઓ ચાલતા હતા તેના પ્રમાણમાં કંઇજ નથી. વણકરો ગયા તેમની સાથે જુદી જુદી તરેહના રંગારા પણ ગયા. આ પ્રમાણે બીજી ઘણી હસ્તક્રિયાઓ દેશી રાજ્યતંત્ર બંધ થવાને લીધે તથા ઇંગ્રેજી માલ આવવાને

લીધે બંધ થઇ ગઇછે. શેતરંજીયો, ઝીણું ભરત કામ, જડાવનું કામ, ઘડતરનું કામ, ઘોડાને લગતો સામાન, લાકડાનું બારીક કોતર કામ, કાગળ બનાવવાની કળા, નકશી શીકલીગરી અને ઇમારતો બાંધવાનો હુન્નર, ને પથ્થરપર કોતરણી કરવાની કળા પણ હવે જતી રહીછે. આ-માંના કેટલાક ધંધાઓ આવી રીતે બંધ થઈ જવાથી લોકોની સ્થિતિને નુકશાન થયું એટલુંજ નહિ, પણ દુનિયાના કસબ કારીગરીના હકમાં સંપૂર્ણ નુકશાન થયું એ વધારે દીલગીરી ભરેલું છે. કેટલીક ચિજો બના-વવાની રીતિ અને પરંપરાથી મેળવેલી હથોટી બંધ પડી ગઇ એટલે ફરી મેળવી શકાય નહિ. હિંદુસ્તાન ઇંગ્લાંડને ‡અસિદ્ધ નીપજ પુરી પાડે, ને તે પોતાને જોયતા બીજા સર્વ વધારે અગત્યના યંત્રસિદ્ધ પદાર્થોને સારૂં ઇંગ્લાંડપર આધાર રાખે, આવી હિંદુસ્તાનની સ્થિતિ જોઇ હિંદુસ્તાનના વાશિયો સંતોષ પામે એવી આશા રખાયજ નહિ.

ત્યારે કોઈ માણસ પોતે ઘણોજ નિષ્પક્ષપાતી હોય અને બધી હકીકતથી વાકેફ હોય તો તે "હિંદુસ્તાનને ઇંગ્રેજી રાજ્યથી ફાયદો થયો છે કે નહિ?" એ સવાલનો શો જવાબ આપશે? તે કબુલ કરશે કે વસ્તી ઘણીજ વધીછે ને તેથી કરીને તેજ પ્રમાણમાં માણસ જાતના સુખનો અથવા દુઃખનો એકંદર સરવાળો પણ વધ્યો. વળી તે માન્ય કરશે કે ઇં-ગ્રેજી હદમાં રહેનારા, તેમજ દેશી રાજ્યોમાં વસનારા લોકો પણ પહેલાં-ના રાજ્યની મોટી મોટી ગેરવ્યવસ્થામાંથી તથા કોઇ કોઇ વખત આ-વતા ફરતાના ઝપાટામાંથી બચ્યા છે. વળી તે કબુલ કરશે કે થોડા વખત થયાં ઇંગ્રેજ સરકાર લોકોની સ્થિતિ ચઢતી કરવાને બહુ પ્રયત્ન કરેછે; પણ તે યત્નો જેટલા બધા સારા વિચારથી કરવામાં આવ્યા છે તેટલું બધું સારૂં ફળ તે યત્નોથી થયું છે એમ કહેતા તે બંચાશે. એકદરે ઇંગ્રેજી રાજ્યથી હિંદુસ્તાનને ફાયદો થયોછે કે નહિ

‡Raw products.

એ સવાલનો હા કે ના એવો જવાબ આપવો વાજબી નથી એવું તેને લાગશે. દેશની આબાદી એકદમ અટકી પડે એવું જેટલું સહેલાઇથી કોઇપણ રાજ્ય કરી શકેછે તેટલીજ સહેલાઇથી દેશની આબાદી વધારી દેવાને તે શકિતમાન નથી. દેશની આબાદી કરવી એ તો આખરે લોકોના પોતાના હાથમાં છે. રાજ્યકર્ત્તા તો ફકત બહાર બધે સલાહ ને રાજ્યની અંદર બધે ઇનસાફ રાખી શકે. તે બહુ જુલમી કર નાખે નહિ ને વેપારને કંઇ કૃત્રિમ અડચણો પડતી હોય તે ખસેડી શકે. પણ આ બધુ કહિયે છિયે તે ખોટું થતું અટકાવવાનાં સાધનો છે, કંઇ સારૂં કરવાના નથી. તે બધા સારી વ્યવસ્થા બતાવે છે પણ તેથી કંઈ આબાદી થવીજ જોઇયે એવું નથી. કોઇપણ પ્રજાનો ઉદય શાથી થશે તેની કુંચી હાથ લાગવી બહુ મુશ્કેલ છે, કારણ કે માણસની પ્રકૃતિ એવી ગહન છે કે તે જડેજ નહિ. હવે વિદેશી રાજ્ય કર્ત્તાને જો એ કુંચી માણસની પ્રકૃતિપરથી જાણી લેવાનાં સાધનો ન હોય તો તે તેને હાથ આવવી બહુ મુશ્કેલ છે. પૂર્વની સાદી રહેણીમાં પશ્ચિમની કેળવણીની કૃત્રિમ રીતિ દાખલ કરવાનો જે પ્રયોગ શરૂ થયોછે તેનો શો પરિણામ થશે તે વિષેનું ભવિષ્ય ચાલતી પિશીના આદમી કહી શકતા નથી. જાપાનમાં પણ આવીજ રીતિ ત્યાંના દેશી રાજ્ય તરફથી દાખલ કરાય છે. હિંદુસ્તાનમાં આ પ્રયોગ બહુ મોટા પાયાપર ચલાવવામાં આવેલો છે; ને તેનો જુમો ઇંગ્લાંડના લોકોને માથે છે.



# પ્રકરણ ૮.

## આગળ ઉપર હિંદુસ્તાનનું શું થશે.

ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચેના સંબંધમાં સંભવતા ફેરફાર વિષે ત્યાં કે અહિં ચર્ચા કરવી એ કંઇ હરકત ભરેલું ગણાતું નથી. એક તરફથી ઇંગ્રેજ લોકોને દિવસે દિવસે રાજ્યકારભારનો બોજો ભારે લાગતો જાય છે, તથા તેની સાથે પારકા લોકોની બધી હકીકત સમજીને તેમનાપર રાજ્યસત્તા ચલાવવાની પોતાની શક્તિ ઉપરથી આકીન ઓછું થતું જાય છે. ને બીજી તરફથી હિંદુસ્તાનની પ્રજામાંના કેટલાક મનની કેળવણી મળવી તે દ્વારા લોક જે રીતે મહાન તથા સ્વતંત્ર થાય તેવાં સાધનો સંપાદન કરતા જાયછે. ઇંગ્રેજ લોકો આપણને જ્ઞાન આપેછે તેથી આપણે સરખા હક માગતા થઇયે છિયે. હાલમાં હિંદુસ્તાનમાં કેટલે દરજ્જે કેળવણી પસરી છે તે વિષે, ને તેથી રાજકીય બાબતોપર થતી અસર વિષે અતિશયોક્તી કરવી એ ઘણુંજ સહેલું છે. પરંતુ જે લોકો ઘણા ઇંગ્રેજોના કરતાં પણ ઇંગ્રેજીભાષા સારી બોલી જાણેછે, જેઓ મીલ, કોમ્ટી, મેક્ષમુલર ને મેઇન જેવા પુરૂષોના ગ્રંથો વાંચેછે, જેઓ ઘણીજ હુંશિયારીથી ઇનસાફની ખુરશિયોપર બેસેછે, જેઓ લાખો માણસોની પ્રજાવાળા દેશીરાજ્યોની રાજ્યવ્યવસ્થા ચલાવેછે, જેઓ રૂના કાપડ વણવાના સંચાઓ ચલાવેછે ને વ્યાપારને લગતાં ભારે છાતીવાળાં કામો માથે લેછે, જેઓ ઇંગ્રેજીમાં વર્તમાનપત્રો ચલાવેછે, ને યુરોપના વિદ્વાન ગ્રહસ્થોની સાથે સરખા તરીકે પત્રવ્યવહાર ચલાવેછે, આવા લોકો પોતાનાથી નીચા વર્ગના છે એમ ઇંગ્રેજોએ ગણવું ન જોઇયે. કોઇ એમ કહેશે કે લોકોમાંના ઘણાખરા હજુ અસલનીજ સ્થિતિમાં છે ને જો તેઓમાં કંઇપણ ફેરફાર થયોછે તો તેઓ ઉલટા આઘાપલીત જેવા થયા છે, તો તે કહેવું ભૂલ ભરેલું છે. કારણ કે કોઇપણ પ્રજા વિષે અભિપ્રાય

આપવો તે ઉંચા આગળ પડતા વર્ગ ઉપરથીજ આપવો જોઇયે; ને જ્યારે તે વર્ગ બધી અગત્યની બાબતોમાં બાકીના બીજા લોકોના સરખો જ એટલે તેમના નમુનાનો હોય, ત્યારે તો અવશ્ય એમજ કરવું જોઇયે. હિંદુસ્તાનનો કેળવણી પામેલો દેશી ફક્ત બહારની બાબતમાંજ ઇંગ્રેજ જેવો હોયછે. અસંખ્ય પ્હેડિયોથી પ્રજાનું પોતાના હાલહેવાલને અનુકૂળ બંધારણ બંધાઇજ ગયુંછે અને જનતાસ્વરૂપ પણ અહિં એવું વિશિષ્ટ ઘડાઇજ ગયુંછે કે તેમાં પરદેશી અસરથી સહેજ ફેરફાર કદાચ થાય પણ તે કાંઇ તદ્દન મટી ન જાય. આવી રીતે તે વિશિષ્ટ જનતાસ્વરૂપ સદૈવ એનું એજ રહેવાનું છે એ વાત ધ્યાનમાં રાખી આપણે ભવિષ્ય વિષે જે કંઇ તર્ક બાંધવા હોય તે બાંધવા જોઇયે. હિંદુસ્તાન બધુ ઇંગ્રેજી રીતભાત વાળું થઇ જાય ત્યાં સુધી તેને હક આપવાની વાટ જોવી એ તો અગસ્ત્યના વાયદા કર્યા બરોબરજ છે.

બળવો પૂરેપુરો શમી જતાં પહેલાં લોર્ડ કેનીંગે તા૰૧ લી માહે નવેમ્બર સને ૧૮૫૮ ને દિવસે જે રાણીના તરફનું જાહેરનામું કહાડ્યું હતું, તેને હમેશાં હિંદુસ્તાનના લોકો પોતાના હકોના લેખ તરીકે ગણેછે. રાજ્યસત્તા કંપનીના હાથમાંથી લઇ રાણીના હાથમાં આપવામાં આવીછે એવી ખબર તે જાહેરનામાથી કરવામાં આવી તેની સાથે એવું પણ જણાવવામાં આવ્યું હતું કે લોકોની અસલથી ચાલતી આવતી રીતભાતો તથા રિવાજો ફેરફાર કર્યા શિવાય હોય એમ રાખવામાં આવશે, તથા સરકારી નોકરિયો ગમે તે માણસ મળવી શકવાને પાત્ર છે, ને તેમ કરવામાં તેની જાત અથવા ધર્મને લીધે કંઇ હરકત કરવામાં આવશે નહિ. રાજ્યબંધારણના નિયમ પ્રમાણે કોઇપણ હિંદુ અથવા મુસલમાનને વાઇસરોયની જગ્યા નહિ આપવાનું, તથા તેમજ ઇંગ્રેજી લશ્કરપર કાળા અમલદારો ન રાખવાનું, કંઇપણ કારણ નથી. પણ ખરી હકીકત તો એ છે કે થોડાં વરસ પહેલાં જેટલા દેશિયો સિવિલસરવિસમાં દાખલ

થતા હતા તેના પ્રમાણમાં હાલમાં થોડા થાયછે. એ ત્રણથી વધારે દેશિયો કોઇ કલેકટરની પદવિયે પ્હોંચ્યા નથી, અને જે દેશી લશ્કર છે તેમાં પણ બધી મોટા દરજ્જાઓની નોકરીમાં ઇંગ્રેજી અમલદારો છે. શું કહ્યું છે તે છતાં શું થાયછે તે ખરેખરૂં જોવાનું છે. ત્રીસ વરસ ઉપર લોર્ડ ડેલ્હોઝીના વખતમાં જેમ ઇંડિયન સર્વિસમાં ઘણાખરા ઇંગ્રેજોજ નોકર હતા તેમ તેવી રીતે હાલમાં પણ છે. કેટલેક દરજ્જે તો વળી ઇંડિયન સર્વિસ તે વખતના કરતાં તો વધારે ઇંગ્રેજમય થઇ છે એમ કહેવાય; કારણ કે તે પહેલાના કરતાં વધારે ‡અધિકારસત્તાક થઇછે.

અસલનો *હિંદી ઇંગ્રેજી શબ્દ તો હાલમાં વપરાતોજ નથી. ને તેની સાથે અડધા હિંદી થઈ ગયેલા ઇંગ્રેજોનો વર્ગ પણ ગયો. હવે હિંદુસ્તાનના લશ્કરમાં માલકમ, મનરો, હેનરી, લોરેન્સ, આઉટ્રામ જેવા (કે જેઓ દેશિયોનું મન ખુલ્લી રીતે વર્તતા ને તેઓને જેવી રીતે લોકો ચહાતા તેવી રીતે તેઓ પણ લોકોને ચહાતા હતા) માણસો થવાના નથી. સિવિલસર્વિસમાં આવતા માણસોમાં પણ ફેરફાર થયોછે, પણ તેતો જુદા કારણને લીધેછે. પહેલાંના લોકો જેવી રીતે છોકરાઓ જેવડી ઉમ્મરે આવતા, ને વિલાયતમાં માન મેળવવાની તૃષ્ણા નહિ હોવાને લીધે પોતાની હિંદુસ્તાનમાંની નોકરીમાંથી બીજે ઠેકાણે તેમનું મન ખેં-ચાતું નહોતું, તેમ હાલમાં નથી. હવે તેઓ યુનીવરસોટીમાં શિખી આ-વીને પુખ્ત ઉમ્મરે પ્હોંચી ને પછી અહિં આવે છે. પહેલાં જે લોકો આવતા તેઓ તો કુટુંબની વાતો સાંભળી પરિચિત જેવા થઇ ગયેલા હિંદુસ્તાનમાં પોતાનો દેશ છોડીને હાથે સ્વીકારેલા દેશમાં જાય તેવી રીતે આવતા. હાલના લોકો તો જાણે કેટલીક મુદત સુધી પરદેશમાં દેશનીકાલ થયા હોય તેવી રીતે આવેછે. તેઓ સખત મહેનત કરીને પોતાની ફ-

‡Bureaucratic = ઉપરી અમલદારની સત્તા નીચે ખાતાવાર રાજ્યબંધારણની વ્યવસ્થા. *Anglo-Indian.

રજ બજાવવાનો વિચાર કરીને આવેછે તેવીજ રીત જેટલો પૈસો બચી શકે તેટલો બચાવવો, ને જેમ વધારે વાર બને તેમ વધારે ને જેટલું વહેલું થઈ શકે તેટલું વહેલું ઘેર પાછું જવું, એવો વિચાર પણ તેમના મનમાં નક્કીજ હોયછે. રેલવે, આગબોટ, સ્વેઝની નહેર વિગેરે થવાથી હિંદુસ્તાનમાં ઈંગ્લાંડથી ત્રણ અઠવાડિયામાં આવી શકાયછે. હવે જો કે આ સાધનોએ કરીને વ્યાપાર ઘણો વધ્યોછે, તથાપિ એમ બન્યુંછે કે એ સાધનોએ ટુંકી મુદતનો રસ્તો થયાને લીધે, હકની વિગેરે રજાઓ લેઇ લેઇ અમલદારો સ્વદેશ જતા રહેછે; ને તેમની જગ્યાએ તે થોડી મુદત સારૂ કામ ચલાવવા નવતર માણસો નિમાય છે; તેનો પરિણામ એ થાય છે કે રાજ્યવ્યવસ્થાનું કામ જે પહેલાં ધમધોકાર ચાલતું તેને ખરેખરી હાની પ્હોંચીછે. પ્રાંતના મુખ્ય શેહેરમાં ખાતાઓનું ¶એકીકરણ થવાથી, તથા હવાને બહાને દરવરસ ક્યેરિયો પર્વત ઉપર કર્યાથી પણ એવી તરેહની અસર થાયછે. ખાતાં તો ચાલેછે તેમ ચાલેછે પણ તેમાં ઉપરી અમલદારની જાતની હલામણ બહુજ થોડી જોવામાં આવે છે. પહેલાં એમને એમ માણસો નિમવામાં આવતાં તેના કરતાં પરીક્ષા લેઇને નિમવાની જે હાલની રીતિ છે તેથી કંઇ ખરાબ માણસો આવે છે એમ નથી. જેઓના મત ઉપર આશ્રય રાખી શકાય એવાઓના મત પ્રમાણે તો, પહેલાંના કરતાં હાલની રીતિથી ઘણા સારા માણસો આવે છે. પણ કેટલીક બાબતોને લીધે હાલના ઇંગ્રેજો પહેલાંના કરતાં હિંદુસ્તાનની પ્રજા સાથે ઓછે દરજ્જે હળીમળી જાયછે; એટલે તેઓ અતડા ઇંગ્રેજો જેવાજ રહેછે, ને હિંદવી બની જતા નથી. બીજા ઘણાએ દેશો જીતાયલા છે ને જીત કરનારાઓને તાબે જીતાયલા લોકો રહેલા છે, પણ તેમના ઉપર વિદેશી અધિકારસત્તાંક પદ્ધતિથી રાજ્ય ચલાવવાનો પ્રયત્ન તો ફતેહમંદ થતોજ નથી.

¶Concentration.

અને પહેલાં તથા હાલ વચ્ચેનો ફેરફાર સમજતાં હિંદુસ્તાનના લોકોને પ્રંગ્રેજોએ શિખવ્યુંછે. જ્યાં લગી સરકારનું કામ દેશમાં સ્વસ્થતા રાખવી, ઇનસાફ આપવો, તથા વસુલાત ઉઘરાવવી, એવી એવી સહેલી બાબતોમાંજ રહેલું હતું તે વખતે પણ જો કે કેટલીક વિલક્ષણતા હતી, તોપણ લોકો સહેલાઇથી બિનતકરારે મુંગેમુંગા રાજ્યનો હુકમ માનતા. અસલની રીતભાતના હિંદવી પ્રંગ્રેજ કંઇ દરેક બાબતમાં લોકોને પ્રિય થઇ પડે તેવી રીતે ચાલતા નહોતા; પરંતુ તે તો કંઇ ઉંચીજ પંક્તિના મનુષ્યવર્ગના છે એમ ધારી તેમને લોકો માન આપતા હતા. તેમની ભાષા જુદીજ હતી; તેમની કેળવણી જુદીજ હતી; તેમના વિચારો ને રાજ્યવ્યવસ્થા કરવાની રીતિ પણ તેમની જુદીજ તરેહની હતી; એટલે તે વાતો તો નોખીજ હતી. પણ તે કેવાછે, તે તો ફકત જે કેટલાક દેશી રીત રીવાજ તેઓ પકડતા તે દ્વારાજ તેમને લોકો તપાસી શકતા ને ચહાતા. પણ આ બધી વાત તો કંપનીના રાજ્યની સાથે જતી રહી. હાલમાં તો ફાલી ગયેલું યુરોપના સુધારાનું ઝાડ એશિયાની જમીનમાં રોપી દેવાનો પ્રયત્ન ચાલેછે. બેસતા અમલના હિંદવી પ્રંગ્રેજો મંદ *અનપેક્ષ રાજ્ય ચલાવતા, તેને ઠેકાણે હવે તો આબાદી અર્થે ઉત્તેજન આપવું, કાયદા બાંધવામાં નવી અજમાયશ કરી જોવું, વિદ્યાવૃદ્ધિનાં સાધનો યોજવું, તથા વર્તમાનપત્રોને સ્વતંત્ર કરવું, ચંચળ કેંદ્રાભિસારી રાજ્ય થયુંછે. આખા દેશમાં બધે દરેક બાબત ઉપર ચર્ચા કરવામાં આવે છે, તથા રાજ્યસુધારાને સારૂ નવી નવી દરખાસ્તો કરવામાં આવેછે. અને માગેલા નવા રાજ્યબંધારણનું સ્વરૂપ એવું છે કે દેશિયો પોતે રાજ્યવ્યવસ્થા ચલાવવામાં દાખલ હોય. પ્રંગ્રેજોએ આપણને તેમની ભાષા શીખવી તે સાથે ઉદ્યોગથી કેવી આબાદી થાયછે, તથા રાજ્યના

*કેંદ્રાભિસારી (Centralised) નહિ તે, એટલે હાલમાં જેમ એક વરિષ્ટ અધિકારીની નીચે જુદાંજુદાં ખાતાં આધિન વર્તેછે તેવું નહિ; પણ પ્રત્યેક ખાતુ પોતાનાજ અધિકારીની સ્વતંત્ર સત્તા નીચે રહેએવું.

કાયદાની રૂધયે કેવી સ્વતંત્રતા સિદ્ધ કરી શકાય છે તે પણ આપણે શિખ્યા છિયે. એમ કરવાથી એ લોકોએ પોતાના આધિપત્યને કેટલીક રીતે સાક્ષાત તો નહિ પણ પૂરેપૂરો સજ્જડ ધાકો પહોચાડયો છે. જો હિંદવી ઇંગ્રેજોના હાથમાં બધો રાજકાજનો વહિવટ રહ્યો હોતતો,+અવર્ધમાન હિંદુસ્તાન શાંત રહત. પણ હાલમાં હિંદુસ્તાન વર્ધમાન થવા માંડ્યું છે, તથા તેનાપર રાજ્ય ચલાવવાને ઇંગ્રેજો તથા દેશિયો વચ્ચે કંઇ પણ ફેર નહિ રાખતાં પરીક્ષા લેઈ પસંદ કરેલા માણસો નીમાય છે, તેથી હવે હિંદુસ્તાનની સ્થિતિમાં એવો એક ફેરફાર થવા માંડયો છે કે તેનું પરિણામ શું થશે તે કોઇ કહી શકે નહિ.

આ ફેરફાર થતો બધે માલમ પડેછે. રાજ્યપ્રકરણમાં તથા ઉદ્યોગમાં, ને તેવીજ રીતે ધર્મ તથા નીતિની બાબતોમાં પણ જોવામાં આવે છે. અસલના વખતમાં મુસલમાન અમલમાં તે ધર્મની જેટલી અસર થઇ હતી તેની સાથે સરખાવતાં અત્યાર સુધી ક્રિશ્ચિયન ધર્મની અસર ઘણીજ નજીવી જેવી થયેલી છે. દક્ષિણની કેટલીક નીચ જાતોમાં ઘણા દેશિયો કેથોલિક અથવા પ્રોટેસ્ટંટ પંથના ખ્રિસ્તી થયેલા છે; ને દેશના બીજા ભાગોમાં રહેનારા કેટલાક અસલી પહાડી લોકો પણ તે ધર્મમાં ગયેલા છે. પરંતુ સમગ્ર જોતાં હિંદુ અને મુસલમાન ધર્મ બિલકૂલ હઠ્યા નથી. તેઓતો ચાલતા હતા તેવાને તેવાજ ચાલેછે. પણ પાદરિયો જે ન કરી શક્યા તે વ્યવહારિક કેળવણી પસરવાથી થવા માંડ્યું છે. જે કોઈ દેશી કોલેજમાં જઇ આવેછે, તે ગમેતો પોતાનો અસલ ધર્મ કબુલ રાખે, અથવા નવો ધર્મ પકડે, અથવા ગમેતો એકે ધર્મ ન માને, પણ તેની વિચારપદ્ધતિ તો કેવળ બદલાઈજ જાયછે. ઇંગ્લાંડની યુનિવરસિટિમાં જ્ઞાન પામેલાં માણસ જેવોજ તે થાય છે એમ કહેવું તેતો વધારે છે. રાજા રામમોહનરાયે જે ધર્મસુધારણા શરૂ કરી અને જે પાછળથી બ્રહ્મસમાજે પરિપૂર્ણ કરી તેના જેવી ધર્મસુધારણા ઇંગ્રેજી

---

+Stationary = જુની રીત રસમને વળગી રહેવું, નવા સુધારાથી વિરૂદ્ધ; આથી ઉલટું તે વર્ધમાન (Progressive.)

અમલમાં બનેલી બીજી કોઇકજ હશે. વળી જે લોકો બહારથી યથા-શાસ્ત્ર ચુસ્ત હિંદુ અથવા મુસલમાનો લાગેછે તેમાંના પણ ઘણાઉપર એવીજ તરેહની અસર થયેલી છે. સ્ત્રિયોની સ્થિતિમાં પણ ફેરફાર થતો જાયછે એવાં સ્પષ્ટ ચિન્હો જણાય છે. હિંદુસ્તાનમાં ધર્મપ્રકરણની બાબત જો કે વર્ધમાન દેખાય નહિ તો પણ કંઈ બંધ પડી ગયેલી નથી. ધર્મવિચાર માં હિંદુસ્તાનના લોકો છેત્યાંનાત્યાંજ એટલે આગળ ન વધતા ઇંગ્રેજોને લાગતા હશે તથાપિ તેઓમાંથી ધર્મવિચાર કદીએ છેક લોપ પામી ગયો નથી. વર્ષે વર્ષે પશ્ચિમ તરફની કેળવણી વધારે વધારે પસરતી જાયછે તેની અસર એ થઇછે કે, જેમ ઇટાલીમાં એકદમ વિદ્યાકળાનો ઉદય કાળ ઝળકયો હતો તેમ અહિં પણ ધર્મવિચારમાં નવાં પગલાં ભરાવા માં-ડયાં છે; તેણે બહુ બહુ આશાઓ બંધાય છે.

રાજ્યપ્રકરણની બાબતમાં નવી હિલચાલ વધારે ખુલ્લી જણાઇ આવેછે, અને તે બહુ બહુ સૂચવે છે. રાજ્યવ્યવસ્થા વધારે સારી રીતે ને ચંચળાઇથી ચાલેછે, તેની સાથે દેશિયોનો મત સાંભળવામાં આવેછે તથા લોકોને વધારે હકો આપવામાં આવેછે. દેશિયોનું કહેવું હવે કોઈ સાંભળતા નથી એમ નથી. ગવરનર જનરલની તથા બીજા ઠેની હાથ નીચેના ગવરનરોની કોંસીલમાં કેટલાક દેશી સભાસદો છે. દેશી ન્યાયાધીશો ન્યાય ખાતાના સૌથી મોટે હોદ્દે પહોચેલા છે. ઇંગ્રેજી તથા સ્થાનિક ભાષામાં કેવળ દેશિયોથી ચલાવાતાં વર્તમાનપત્રો પણ દે-શમાં એકરીતે સત્તાવાળાં થઇ પડયાં છે. મોટા મોટા ગામની મ્યુનિસિ-પાલિટીના સભાસદોનો ઘણો ભાગ લોકોએ પોતે પસંદ કરેલા દેશિયોનો છે. નવી કેળવણી લીધેલા ઘણા દેશી માણસોએ ઇંગ્રેજને આશ્રિત દેશી રાજ્યોના પ્રધાનો તરીકે ઘણીજ ઉત્તમ અક્કલ તથા પ્રમાણિકપણું બ-તાવી આપ્યુંછે. આ બધી વાતો જો કે નાની નાનીછે, તોપણ તે રાજ-કેળવણીમાં આગળ વધ્યાનાં ડગલાંપગલાં માની શકાય. છેક ત્રીસ વરસ ઉપર આમાંનું કંઇ પણ નહોતું. લોર્ડ ડેલ્હોઝીના વખત સુધી ઘણા વિ-દ્વાન રાજ્યાધિકારિયોનો મત પણ એમજ હતો કે, "હરકોઇ લોકોને હાથે

નહિ, પણ લોકોને માટે થવું જોઇયે." દેશની વ્યવસ્થા સરકારે પોતે ચલાવવી પણ તેમાં દેશિયોને હક આપવો નહિ તથા ઇંગ્રેજોની ઉત્તમ રાજ્યવ્યવસ્થાની પદ્ધતિમાં ભૂલ છેજ નહિ એમ માનવામાં આવતું; ને દેશિયો પોતાનો મત બતાવતા નથી ને જો બતાવે છે તો તે ભૂલ ભરેલો છે એમ ધારવામાં આવતું. આ બંધમાંથી તેઓ બળવો થયાથી જાગ્યા. તે વખતના ભયંકર ધોકાથી એ લોકોના જાણવામાં આવ્યું કે, હિંદુસ્તાનની પ્રજા જોકે હજારો વર્ષથી પરતંત્ર સ્થિતિ ભોગવે છે, તોપણ તેમાં સ્વદેશાભિમાનને લગતા કંઇક મહત્ત્વના વિચાર રહ્યાછે, કે જેનો ઉભરો કોઇ શાંત રસ્તે કહાડવામાં ન આવે તો તે ઘણા ભય ભરેલા થઇ પડે. લોકોએ હથિયાર મૂકી દીધાં કે પછી દેશી રાજાઓને વધારે હકો આપીને, તથા સમગ્રે સઘળી પ્રજાને વધારે સ્વતંત્રતાથી વર્ત્તવા દેવાનું વચન આપીને લોકોને શાંત પાડવાનું કામ શરૂ થયું.

આવી રીતે હિંદુસ્તાનના ભાવી *સ્વસત્તાક રાજ્યના પ્રશ્નના ખુલાસાની સહેજસાજ શરૂઆત થયેલી છે એમ કહેવાય. આજ છેવટનું પરિણામ થશે એવું હિંદુસ્તાનનું અથવા ઇંગ્લાંડનું પણ સારૂં ઇચ્છિયે તો નિઃશંક જાણવું જોઇયે. જેવી રીત ચીનને હવે જીતવું હોયતો તેમ કરવાની સલાહ કોઇ ઇંગ્રેજી રાજ્યમંત્રી આપશે નહિ, તેવીજ રીતે જો હિંદુસ્તાનને પણ અત્યારે ફરીથી જીતવું હોયતો, તેમ કરવાને પણ નહિ આપે. અને આપણને ખાતરી છે કે પ્રજાસત્તાક ઇંગ્લાંડ એવું કામ માથે લેવાનું કબુલ કરશેજ નહિ. ઇંગ્લાંડે હિંદુસ્તાન લેવાની સાથે તેને લગતી બધી જોખમદારીનો બોજો પણ પોતાને શિર લીધોછે. જુદા જુદા દેશોની એક બીજા તરફની ફરજોની *પ્રમિત પદ્ધતિના આધારે, પાછળ શું થશે તેનો વિચાર ન કરતાં એકદમ હિંદુસ્તાનને મૂકી દેવું એતો રાજ્યવિષયમાં પોતાની કચાશ બતાવવા સરખું છે, તથા ઐતિહાસિક દૃષ્ટિયે ગુન્હો કર્યા જેવુંછે. ધારો કે ઇંગ્રેજોએ હિંદુસ્તાનના લોકો ઉપર

---

*પરરાજ્યમાંથી છુટવું ને સ્વદેશની વ્યવસ્થા સ્વસત્તાથી ચલાવવી. Political Emancipation.

*Hypothetical grounds.

તેમનો દેશ જીતવાથી અન્યાય કર્યોછે, તોપણ તે અન્યાયનો ગુન્હો કંઇ એકદમ રાજ્યસત્તા છોડી દેવાથી ધોવાઇ જાય નહિ. દોષ દૂર કરવો હોયતો તે અન્યાયથી થયેલા પરિણામ સુધારવા એ અવશ્યનું છે. તેઓ હિંદુસ્તાન અહિંના લોકોને પાછું સોંપે તે પહેલાં તેમણે દેશી રાજ્યની પદ્ધતિ ફરી બાંધી આપવી જોઇયે, અથવા તેમ કરવાની રજા આપવી જોઇયે. તે વિષેની સૂચનાઓ આપવી, એ રાજ્યવિજ્ઞાનના પ્રર્વતકોનું અમૂલ્ય કામછે. કારણ કે ઇતિહાસ ઉપરથી કંઇ રસ્તો સુઝે અથવા શિખાય એવું નથી.

રાજ્યકારભારીની ખરી કસોટી રાજ્યની ઉથલપાથલ ન થાય એવું કરવામાં છે. પણ આવું તો, વખતને ઓળખી લેઈ ધારેલું પાર પાડવા અનુકૂળ સાધનોનો યોગે યોગ મળવી જો ચાલે, તોજ બની શકે. હિંદુસ્તાનની બાબતમાં ખરેખરી હકીકતનો વિચાર હજુ ઇંગ્રેજોએ કર્યો નથી. હિંદુસ્તાનના સંબંધમાં ઇંગ્રેજોની સ્થિતિ વિષેના જે જુદાજુદા વિરૂધ્ધ તર્કો ચાલેછે તેમને પ્રથમ માંહોમાંહી બંધબેસતા કરવા જોઇયે; કે પછી એક રાજનીતિ પુખ્ત વિચારથી નક્કી ઠરાવી તે અમલમાં લેવાય. હિંદુસ્તાનમાં જે ઇંગ્રેજો છે તેઓ તો ઘણાખરા પોતપોતાના નીમેલા કામોમાં એટલા બધા ગુંથાઇ ગયેલાછે કે, તેઓને એક નવીજ રાજનીતિના તત્વો ઘડી કહાડવાની નવરાશ નથી. તેથીજ ઇંગ્લાંડમાં વસનારા ઇંગ્રેજો, કે જેઓને માથે છેવટ જોખમદારી છે, તેઓને પોતાને આ નીચેના સવાલો પૂછવાની વધારે અગત્ય છે. "પ્રથમ તો આપણે હિંદુસ્તાનમાં શું કરિયે છિયે? વળી હિંદુસ્તાનને ઇંગ્લાંડ વચ્ચેનો હાલનો જે સંબંધ છે તે સર્વ કાળ એનોએ કાયમ રહેશે એમ ગણવું શું?—અને પછી પરરાજ્યને સ્વાભાવિક, અથવા તો આપણા કરવાથી થયેલાં, હિંદુસ્તાનનાં દુઃખો ઓછાં કરવા પ્રયત્ન કરવો એટલેજ શું બસ?-અથવા આપણે હિંદુસ્તાનમાં રહેવાનો મુખ્ય ઇરાદો છેવટ હિંદુસ્તાનને ¶સ્વારાજ્ય આપવુંછે એમ ગણવું, તેમ કરવાની આપણી ફરજછે એમ સ્પષ્ટ કહેવું, અને એવી રીતે રા–

¶ Home Government.

જનીતિ ચલાવવી કે તે ઇરાદો ઝટ પાર પડે,–કે કેમ?" અને અહિં એટલું કહેવું જરૂરનું છે કે હિંદુસ્તાનને સ્વારાજ્ય આપવામાં જોકે ઇંગ્રેજોનું એકતંત્રી આધિપત્ય તો જાય, અને લોકોને બહોળી સ્થાનિક સ્વતંત્રતા આપવી પડે, પણ તેમ કરવામાં કાંઇ હિંદુસ્તાન ઇંગ્લાંડના રાજ્યથી કેવળ જુદું પડેજ એવું દીસતું નથી. કેનેડા અને આસ્ટ્રેલિયાના–સંસ્થાનોને જેમ સ્વસત્તાક રાજ્ય આપવામાં આવેલું છે તેમ હિંદુસ્તાનનેપણ સ્વસત્તાક રાજ્ય આપવાથી કંઈ બ્રિટિશ અધિરાજ્યનું †ઐક્ય ભાગી જશે નહિ. અરે તેમાંએ આજથી પચાસે વર્ષે એ અધિરાજ્યનું જેવું સ્વરૂપ થયું હશે તે જ્યારે જરાક ખ્યાલમાં લાવીશું, ત્યારે તો લગારે એમ નહિ લાગે કે હિંદુસ્તાનને સ્વસત્તાક રાજ્ય આપવાથી ઇંગ્રેજી અધિરાજ્યનું ઐક્ય તૂટશે. કેનેડાનું રાજ્યસ્થાન છુટાંછુટાં એકસંપી રાજ્યોનું બનેલું છે. આસ્ટ્રેલિયા અથવા દક્ષિણ'આફ્રિકા કોઇ હજુ એવી સ્થિતિયે પહોચ્યા નથી. વળી હિંદુસ્તાનમાં તો' ઐક્ય ફકત ઉપરનુંજ જણાયછે. હિંદુસ્તાનના સંબંધમાં તો સ્વારાજ્યનો અર્થ ફક્ત એટલોજ કે, દસ વીસ પ્રાંતો અથવા સંસ્થાનો પોતપોતાની હદમાં ખુદ અખત્યારીથી વર્તે. અને તે બધાના ઉપર સામાન્ય ઉપરીપણું ઇંગ્લાંડનું રહે.

ઇંગ્રેજોની દેશીરાજ્યો સાથેની વર્તણુકના સંબંધમાં ગયાં આઠ વરસમાં બે હકીકત ડેલ્હૌઝીની રાજનીતિથી કેવળ ઉલટી રાજનીતિને અનુસરીને બનેલી હોય એમ સાફ જણાયછે. એક તો ગાયકવાડે દ્રોહ કર્યા છતાં વડોદરા સંસ્થાનની સ્વતંત્રતા કાયમ રાખવામાં આવી, ને બીજુ મૈસુર કે જે પચાસ વરસથી ઇંગ્રેજી હકુમત નીચે હતું તેને તેના વંશ-પરંપરાના રાજાને પાછું સોંપવામાં આવ્યું. હવે આ ઠેકાણે બે મોટાં દેશીરાજ્યોને ઇંગ્રેજને ખાલસા ઠરાવવાનું ઘણું સહેલું હતું પણ તેમ ન કરતાં વડોદરાને સારૂ બાળગાયકવાડ દત્તક લેવામાં આવ્યો, અને તેની નાની ઉમ્મર હતી ત્યાં સુધી આખું રાજ્ય તે કામને સારૂજ દાખલ કરેલા હુંશિયાર દેશી દિવાનને સોંપવામાં આવ્યું. આથી પણ વધારે

†Unity of the Empire.

ભારે વાત મૈસુરની બાબતમાં કરવામાં આવી હતી. બધા ઇંગ્રેજ અમલદારોને કહાડીને તેને બદલે દેશિયોને રાખવામાં આવ્યા, અને ઇતિહાસમાં પહેલીવખત હિંદુસ્તાનના નકશામાં બ્રિટિશ સરહદ પાછી હઠી. આમ કરવાથી જો સારો પરિણામ થયો-(ને અત્યાર સુધીમાં કંઇપણ ખરાબ પરિણામ થાય એવાં ચિન્હ જણાતાં નથી),-તો આપણને રાજ્યપ્રકરણનો એક ભવિષ્યમાં બહુજ બોધકારક અખતરો જોવાની અમૂલ્ય તક મળશે. કારણ કે જેમ ઘણા વરસથી ત્રાવણકોર આબાદ સ્થિતિમાંછે, તેવી રીતે જો મૈસુર પણ દેશી કારભારથી આબાદ સ્થિતિમાં આવે, તો પાસેના મદ્રાસ ઇલાકાના જીલ્લાઓમાં ઇંગ્રેજ કલેકટરોની શી જરૂર છે?

બ્રિટિશ પ્રાંતોમાં તો "હિંદુસ્તાન તે હિંદુસ્તાનના રહેવાશિયોને વાસ્તે છે" એવા વિચારથી ચાલવાની બાબતમાં કંઇ આગળ પગલું ભરાયું નથી, એમ કબુલ કરવુંજ પડશે. આવો વિચાર અમલમાં લાવવાને બે સાધનો યોજી શકાય એવાંછે. એક તો સ્થાનિક લોકમત જમાવવો, અને બીજું કે ઇંગ્રેજ અમલદારોની જગાઓ ઉપર ધીમેધીમે દેશિયો નીમવા. જોકે આ કામ પૂરૂં કરતાં ઘણો વખત લાગે તોપણ, ઇંગ્રેજોએ જે ભૂલો થાય તેના જોખમે પણ એક વખતે તેમ કરવાની શરૂઆત કરવી. આ કામમાં જેવા વલણથી પહેલાં પગલાં ભરાય, તથા તે સરેખરે ઉતારવામાં જેવું દિલ દેખાડવામાં આવે, તેના ઉપર બધાનો આધાર રહેછે. *સ્થાનિક સંસદોની સ્થાપનાના સંબંધમાં લોર્ડ રિપનની યોજનાથી થોડી મુદ્દત ઉપરજ બે કામ થયાંછે, કે જેમાંનું એક પ્રત્યક્ષ રીતે, ને બીજું પરોક્ષ રીતે, એ બાબતને લગતું છે. શહેરસુધરાઇને લગતા સ્વરાજ્યની બાબતમાં એક નવીજ નીતિ દાખલ કરવા વિષેનું જે ટિપ્પણ તેણે દરેક પ્રાંતના ગવરનરને મોકલેલું, તે એક ઐતિહાસિક દસ્તાવેજ થઇ પડશે એમાં કાંઈ શક નહિ. અત્યાર સુધી જોકે લાખો મ્યુનિસિપલ અને લોકલફંડ કમીટિયો હતી, તથાપિ તેઓ ફકત કલેકટરોની મરજી મુજબના હુકમોની નોંધ રાખવાનુંજ કામ કરતી એમ કહિયે તો ચાલે. કલકત્તા

* Local Institutions.

અને મુંબાઈ શિવાય ઘણેખરે ઠેકાણે મેમ્બરો સરકાર તરફથીજ નીમવામાં આવતા, અને જ્યાં લોકોએ પસંદ કરેલા હતા ત્યાં પણ તેઓને પોતાની જવાબદારીનો નહિજજેવો વિચાર હતો.

હિંદુસ્તાનના લોકોમાં સ્વરાજ્યને સારૂં એક કુદરતીજ યોગ્યતા છે; કે જે સૈકાંઓને સૈકાંઓ સુધી જુલમ ભોગવવાથી પણ જતી રહી નથી. આ સ્વરાજ્ય સારૂં કુદરતી યોગ્યતા પહાડી જાતોમાં પણ એટલે બધે દરજ્જે જોવામાં આવેછે કે, વિદ્વાનોને ગ્રામીણ મહાજનની †રચના તે આર્ય લોકોનીજ કરેલી છે એમ માનવામાં શક રહેછે. આવી તરેહની યોગ્યતા જુદીજુદી નાતોના નિર્માણની સાથે રહેલીછે; અને તેને લીધે યુરોપનાં મધ્યકાળનાં મહાજનોજેવાંજ શક્તિવાન વેપારિયોનાં મહાજનો હિંદુસ્તાનમાં થયેલાં છે. આ યોગ્યતાનાં બે મોટાં ચિન્હો જણાઈ આવેછે. એકતો મુખી કે જે હિંદુસ્તાનના દરેક ગામડામાં જોવામાં આવેછે, ને જેને જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં નામ આપવામાં આવેછે; અને બીજું પંચાયત (પાંચ સારા માણસની સભા) કે જે ધર્મનીતકરારનો નિવેડો કરેછે, મજુરીના દર નક્કી ઠરાવે છે, અને જેણે એક વખતે બળવાખોર શીખ લશ્કરના ઉપર પણ હુકમ બજાવ્યો હતો. આવી બાબતો પ્રતિનિધિપુરૂષોથી ચાલતા રાજ્યના બીજ રૂપ કદાચ ન ગણાય, તોપણ તે સ્થાનિક રાજ્યના તો બીજ રૂપ છે. ત્યારે હવે જુના નવાને એકત્રિત કરવાનું, એટલે પરા પૂર્વની દેશી રાજ્યપદ્ધતિને નવી કેળવણિયે ઉપજાવેલી અપેક્ષાને અનુકૂળ કરવાનુંજ કામ રહ્યું. આ બે બાબતની યોજના ઉપરથીથવાકરતાં નીચેના અમલદારો તરફથી અંતેથી થાય તો કામ અશક્ય ન જાણવું. કોઇ જીલ્લાની વ્યવસ્થા કરવી અથવા કાયદાના કોઇ પરિશેષ ભાગોને સુધારવા કરતાં આવું કામ કર્યામાં વિશેષ ફળ થવાની આશા રહેછે. લોર્ડ રિપનનું કરેલું બીજું કામ એજ્યુકેશન કમિશન છે. જેને વર્ત્તમાન દૃષ્ટિયે અતિકેંદ્રાભિસારી* પદ્ધતિથી વિરૂદ્ધ યોજના કહી શકાય. આ કમિશન યોજવાનો બહાર બતાવેલો હેતુ એ છે કે શ્રેષ્ઠ કેળવણી આ-

† Village Community. *Overcentralization.

પવાનો બોજો સરકારને માથેથી કહાડી નાંખીને લોકોને માથે નાંખવો, ને તેમ કરવાથી બચેલા પૈસા સરકારે સાદી કેળવણીના વધારામાં વાપરવા. કોલેજો અને નિશાળો જે હાલ સરકાર ચલાવે છે તે લોકો ચલાવે, અને તેમ કરવામાં સરકાર તેમને મદદ કરી ઉત્તેજન આપે. આ કમિશનના પ્રમુખની થોડી મુદત ઉપર બધા હિંદુસ્તાનમાં મુસાફરીના હેવાલ ઉપરથી આવી બાબતોને સારૂં સ્થાનિક ઉત્સાહ કેટલો છે તે સ્પષ્ટ જણાઇ આવેછે.

ઇંગ્રેજ અમલદારોને બદલે દેશિયોને રાખવા એ ફેરફાર જરૂરનો છે એવું બધા કબુલ કરેછે; તેમજ આ ફેરફાર કરવો ઘણોજ અઘરો છે. સઘળી સિવિલ સરવિસનું મંડળ જેવુંચાલેછેતેવું ચલાવવાના પક્ષમાં રહેછે. કારણ કે જે ચાલે છે તે તેમણે ચલાવેલું છે ને તેમનો નિર્વાહ તેનેજ લીધે છે. દેશિયો ભારે નિર્વહણિક જગાઓને લાયક નથી, અને ઇંગ્રેજો કંઇ દેશિયોના હાથ નીચે કામકરે નહિ, આ બે વાતો હમેશાં સાંભળવામાં આવેછે. પણ તે બન્ને વાત ખોટી છે એવું ઇતિહાસ ઉપરથી અને હાલના દેશી રાજ્યોના અનુભવ પરથી સાબિત કરી શકાય. હયાત કારભારિયોની વાત કોરે મૂકતાં એ, જે લોકોમાં ટોડરમલ, મુરશીદ કુલીખાન, હૈદરઅલી, રણજીતસિંહ, અને સરસાલારજંગ જેવા માણસો થયાછે, તેઓમાં રાજ્યકારભાર ચલાવવાની અક્કલ નથી એમ કહેવાયજ નહિ. જો કે આ લોકોની અક્કલ ઉત્તમ યુરોપિયન જેવી વખતે ન હોય તોએ યુરોપમાંજ જોઇયે તો યુરોપની બધીએ જનતાની અક્કલ કંઈ એકસરખી કયાં છે? જ્યાં સુધી ઇંગ્રેજો બધી સારી સારી નોકરિયો પોતાને સારૂંજ રાખી મૂકશે, ત્યાં લગી હિંદુસ્તાનના લોકો તેઓ સારા ઇરાદાથી વર્ત્તે છે એમ ખરા મનથી માનશે નહિ. આ બાબતમાં ફેરફાર કરવામાં એક ખરેખરી હરકત સિવિલ સરવિસને લીધે થઇ પડી છે. સિવિલ સરવિસના માણસો ઇંગ્લાંડમાં સખત કસોટી કહાડીને પસંદ કરવામાં આવેછે. તેઓ પશ્ચિમની કેળવણીના ઉત્તમ નમુના હોયછે. નવા આવેલા આસિસ્ટંટ માજીસ્ટ્રેટથી તે ઇલાકાના લેફ્ટનંટ ગવરનર સુધી બધાએ, વફાદારીની ને સ્વહિતની સખત ગાંઠથી

એક બીજાની સાથે બંધાયેલા છે. પાર્લામેંટના જે કાયદાને અનુસરીને તેઓ નોકરી કરેછે તે પ્રમાણે બધા ભારે ભારે હોદ્દાઓ મળવાનો તેમનેજ હકછે. તેઓની દુનિયાદારીની સ્થિતિ, દેશ તથા સગાંવહાલાં છોડીને પરદેશમાં રહેવું, અને ગરમ દેશમાં સખત ફરજો બજાવવી, એ બધા ઉપર વિચાર રાખિયે, અને તેઓને ઇંગ્લાંડમાંજ રહેવાથી જે કંઇ મળી શકે અને તેઓને અહિંથી જે મળેછે તેનો મુકાબલો કરિયે તો, આપણને લાગશે કે તેઓના પગાર કંઇ ઘણા ભારે નથી. તેઓનું ચોખ્ખાપણું, તેઓનો ઉદ્યોગ, અને તેઓની સ્વાર્થની અવગણના બહુજ વખાણવા લાયક છે. તેઓ જે કામ કરેછે તે કેવળ જુદીજ તરેહનુંછે, અને તે તેમના શિવાય બીજાથી ભાગ્યેજ થાય. ગુણ દોષ સમેત સમગ્ર રાજ્યતંત્ર તેઓમાં પ્રત્યક્ષ મૂર્તિમાન થાયછે. આવા લોકોમાં અસંતોષ પેદા કરવો એતો આખા રાજ્યને ધક્કો પહોચાડવા જેવું છે; કારણ કે તેનો આધાર લશ્કરના બળ ઉપર તેમજ આ લોકોની વફાદારી ઉપર છે. જો કે આ ખરૂં છે, તો પણ સિવિલ સરવિસ તે હિંદુસ્તાનને સારૂ કહાડવામાં આવી છે, કંઇ હિંદુસ્તાન તે સિવિલ સરવિસના લોકોને સારૂ જીતવામાં આવ્યું નથી. આ બંને તરફેણના સ્વાર્થનું સમાધાન કરવું એ ઘણુંજ બારીક કામ છે. અને હાલ એવો વખત આવ્યો છે કે તે જલદી કરવુંજ જોઇયે. તાબાના અમલદારોની કેટલીક પાયરિયોમાં દેશિયોને કંઇ પણ કસોટી કહાડયા વગર દાખલ કરવાની રીતિ, જ્યાં લગી તેઓને કોવેનંટેડ સરવિસની પંક્તિમાં દાખલ કરવામાં આવતા નથી ત્યાં લગણ, કેવળ નકામી છે.§ કદી આપણે એમ કબુલ રાખિયે કે સરકારે સિવિલિયનોના જે હકો માન્ય કર્યા છે તે હકોને છેડવા ન જોઇયે, અગર તો સિવિલિયનોએ તેમના હોદ્દાને અંગે મોટી મોટી આશાઓ બાંધી હોય તે ભંગ ન કરવી જોઇયે, અથવા તો યુરોપિયન અંકુશ છે તે કેટલેક

§સ્ટેચ્યુટરી સિવિલસરવિસના સંબંધમાં કોટન સાહેબનું લખવું છે. હાલમાં પગારની બાબત કોરે મુકતાં સ્ટેચ્યુટરી સિવિલિયનને કાયદાની રૂએ તો કોવેનંટેડ સિવિલિયનના સરખા ગણવામાં આવેછે. આ બન્ને સિવિલસરવિસના સંબંધમાં હિંદના હિતેચ્છુ નામદાર વાઇસરોય લોર્ડ રિપને ફેરફાર કરવાની હિલચાલ કરીછે.

દરજાજે હજુ ઘણાંક વર્ષ સુધી રાખવો જોઇયે, તાપણુ ઇનસાફની રાહે જોતાં નિર્વહણિક તેમજ ઇનસાફી કામને લગતી ભારે જગ્યાઓમાં એકદમ તેઓને દાખલ કરવા જોઇયે એવી માગણી કરવાનો હિંદુસ્તાનના દેશિયોને હકછે. ખરચ તરફ વિચાર કરતાં એ કરવું ઠીક જણાયછે; ને ઇનસાફની રાહે જોતાં એ કરવું ખરેખરૂં જરૂરનું લાગેછે. એમ બેઉએ વાત એના પક્ષમાં છે. દેશી ઉમેદવારો જ્યાં સુધી મળી ન આવે ત્યાં લગી તેઓને શોધી કહાડવાની જરૂર પડશે. જો આ નવી ગોઠવણ પૂરેપૂરી ફતેહમંદ થાય નહિ, તાપણુ તે ઉપરથી તે અજમાએશ બિલકૂલ નિષ્ફળ ગઈ એમ ન કહેવાય. દેશી રાજ્યકારભાર તે કાંઈ ઇંગ્રેજી રાજ્યકારભારના જેવો તો થઈ શકેજ નહિ. ને તેથી એવું થાય ત્યાં લગી વાટ જોવી એતો સૂરજ પશ્ચિમમાં ઉગવાની રાહ જોવા જેવું છે. પણુ ઇંગ્રેજી રાજ્યવ્યવસ્થાનો દાખલો લેઇને દેશી રાજ્યકારભાર ચાલે, અને તેના ઉપર ઇંગ્રેજો દેખરેખ રાખે એ કંઈ રાજ્યપ્રકરણની નિકૃષ્ટ મનકલ્પના નથી.

હિંદુસ્તાનના લોકોને હિંસ્દુતાન પાછું શી રીતે સોંપવું તેની યોજનાની બધી વિગતસર હકીકત બતાવવી એ કંઇ આ ગ્રંથનો હેતુ નથી. એમ કરવુંજ એવો વિચાર જો એક વખત માન્ય કરવામાં આવે, તો તે શી રીતે કરવું તે શોધી કહાડવું એ કંઇ અઘરી વાત નથી. ઇંગ્રેજ સિવિલિયનો આવતા બંધ થાય ત્યાર પછી પણુ ઇંગ્રેજી લશ્કરની, અથવા ઇંગ્રેજી અમલદારોની દેખરેખવાળા લશ્કરની તો, જરૂર પડશે. કારણુ કે ઇંગ્લાંડે હિંદુસ્તાનના સંરક્ષક હિમાયતી તરીકે, તેને પરદેશી હુમલામાંથી તેમજ અંદરના લડાઈ ટંટામાંથી બચાવવું જોઇયે.

**હિંદુસ્તાન તે પોતપોતાની મેળે આબાદ થતાં ઘણાં છૂટાં છૂટાં સંસ્થાનો અને પ્રાંતોનું એકત્રિત રાજ્યસ્થાન થાય, અને તેઓ બધા ઈંગ્રજોને પોતાના સામાન્ય ઉપરી તરીકે ગણીને ચાલે, એ દિવસો વીસમા સૈકામાં દેખીશું એવી અમારી આશા છે.**

# શુદ્ધિપત્રક.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૯ | Mssrs | Messrs |
| ૧૦ | ૨ | રાજ્ય નીતિશાસ્ત્ર | રાજ્યનીતિશાસ્ત્ર |
| ૧૨ | ૧૪ | બધા રાજ્યકર્ત્તાને | બધા એક રાજ્યકર્ત્તાને |
| ૧૩ | ૭ | સરહદને | સરહદ ને |
| ,, | ૧૪ | કુદરત તે | કુદરતે |
| ,, | ૧૭ | વહેલા | વહેલા અહિં |
| ૧૫ | ૮ | વનસ્પતિને | તનદુરસ્તીને |
| ૧૬ | ૯,૧૩ | ઓધાના | ઓધના |
| ,, | ૧૨ | એકલું | એટલું |
| ૧૭ | ૨ | ને | તે |
| ૧૮ | ૧૦ | અસલ વતની | અસલવતની |
| ૧૯ | ૨૦ | કેટલાક | કેટલીક |
| ૨૦ | ૧૩ | ક્ષત્રિયોના | ક્ષત્રિયોની |
| ,, | ૧૪-૧૫ | ગણાયછે | જણાયછે |
| ૨૧ | ૧૬ | હિંદવીઓનાઓ | હિંદવીઓનાઓ. |
| ,, | ૨૪ | જાતને | જાત |
| ૨૨ | ૨ | ચોપલાઓ | ભોપલાઓ |
| ,, | ૭ | ભિન્નતા | ભિન્ન |
| ,, | ૨૫ | યુરોપિયનો એ | યુરોપિયનોએ |
| ૨૪ | ૧૫ | સર્વ દેશી સુધારા | સર્વદેશી સુધારા |
| ૨૫ | ,, | (પાટણ) | (પટણા) |
| ૨૬ | ૩ | રહી, | રહી. |
| ,, | ૨૩ | મોટામાંમોટે | મોટામાં મોટા |
| ૨૭ | ૮ | કહોય | કહેવાય |
| ૩૦ | ૧૬ | હિંદુસ્તાનને | હિંદુસ્તાનનો |
| ,, | ૨૦ | કીધુ | કીધુ. |
| ૩૨ | ૭ | નથી, | નથી. |
| ૩૬ | ૨ | થાયછે | થાયછે. |

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ૫ | આપવા | આપવામાં |
| ,, | ૬ | કરવાવાં | કરવામાં |
| ,, | ૧૨ | માણસને | કરતાં આ માણસને |
| ૩૯ | ૨૨ | છતાં એ | છતાંએ |
| ,, | ૨૩ | તેમાં તે | તેમાંએ તે |
| ૪૦ | ૮ | મુસલમાનીનો | મુસલમાની રાજ્યનો |
| ,, | ૨૦ | બધાય | બધા |
| ૪૩ | ૭ | કંઇક | કંઇ |
| ,, | ૧૯ | નીમેલા કામ ઉપરાંત કલેકટરો | કલેકટરો નીમેલા કામ ઉપરાંત |
| ૪૪ | ૧ | રાજ્ય પ્રકરણિક | રાજ્યપ્રકરણિક |
| ,, | ૨૦ | પહેલે | પેલે |
| ૫૦ | ૭ | હોય | હોયછે |
| ૫૧ | ૧૬ | છે; | છે. |
| ૫૩ | ૧૨ | નથીઃ | નથી. |
| ૫૮ | ૧૩ | વાઇરોયોએ | વાઇસરોયોએ |
| ૬૩ | ૧૬ | બીજી | કેટલી |
| ૬૪ | ,, | ગોઠવણ | ગોઠવણથી |
| ,, | ૧૯ | તરેહની છે. | તરેહની છે |
| ૬૮ | ૧૫ | પાંચ લાખ | પચાસ લાખ |
| ,, | ૨૪ | દેશેને | દેશોને |
| ૭૧ | ૧૧ | કેટલે | કેટલેક |
| ૭૨ | ૧૫ | પક્ષાધારિયોના | પક્ષધારિયોના |
| ,, | ૧૬ | બીજો | બીજે |
| ૭૩ | ૨ | છુટે છુડે | છુટેછેડે |
| ૭૯ | ૧૭ | સારી | સાદી |
| ૮૨ | ૧૦ | જોયછે | જાયછે |
| ૮૫ | ૪ | પકડવવામાં | પકડવામાં |
| ,, | ૯ | ૪૬ કરોડ | ૪ કરોડ |
| ૮૮. | ૧૯ | સીલહેર | સીલહેટ |
| ૯૪ | ૯ | હિંદની ઇંગ્રેજી | હિંદની ઇંગ્રેજ |